# બુન ઈરાન દાનેશ અજ જબાન શનાસી,

યાને

જુબાનોના અભીઆસ ઉપરથી ઉપજાવી કાહાડેલી
ઈરાની ટોલાની પુરાતન તવારીખ ઉપર

## ભાશાણો.

આપનાર

## ખ. રૂ. કામા.



મી૦ પેસ્તનજી દાદાભાઈ ખંબાતાએ લીધેલા
ખાસ રીપોર્ટ ઉપરથી.



મુંબઈ:
યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપ્યુંછે.

સને ૧૮૭૨ ઈસવી.

# સાંકળીઉં.





# બુન ઈરાન દાનેશ અજ જબાન શનાસી,

યાને

### જુબાનોના અભીઆસ ઉપરથી ઉપજાવી કાહાડેલી ઈરાની ટોલાની પુરાતન તવારીખ.



## ભાશણ પેહેલું.

જ્ઞાન પરસારક મંડલીના સંબંધમાં શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ ઉપલી બાબદ વીશે પોતાનું પેહેલું ભાશણ, તારીખ ૪ થી ડીસેંબર ૧૮૭૧ ને દીને, ધોબીતલાવ આગલ ફ્રામજી કાવસજી ઈન-સટીટીઉટના હાલમાં, પાછલા પોહોરે પા વાગે આપીઊં હતું. ઉપલી મંડલીના સરતશીન શેઠ ખુરશેદજી નોસરવાનજી કામાજીએ સભાપતીની ખુરસી લીધા બાદ, ભાશણ કરતાએ પોતાનું ભાશણ નીચે પરમાણે શરૂ કીધું:—

**સાહેબો,**—આજ કેટલાંએક વરસ થયાં માહારો અભીઆસ જરથોસતી ધરમનાં પુસતકો ઉપર તથા એ ધરમ પુસતકોની ભાશાનોછે. એ માહારો અભીઆસ યુરોપીયનોની કીતાબોની મખસદથી ચાલેછે. તેઓએ આગલા જમાનાઓની જુદી જુદી ભાશાનો અભીઆસ કરી તે ભાશાઓ ગોયા સજીવન કીધીછે, અને તેવા અભીઆસથી એક નવીજ વીદીઆ ઉભી કીધીછે, જે વીદીઆનો લાભ લઈ મેં માહારો અભીઆસ ચલાવીઓછે; અને તે માહારા અભી-આસનો લાભ તમો સાહેબોને આપવાને જે જોગવાઈ ગનેઆન પરસારક સભાએ આજ મને આપીછે, તેને માટે હું એ સભાનો ઉપકાર માનુંછું.

અવલમાં માણસજાત પેદા થયાં તાહારથી તે જે વખતની તવારીખ આપણી પાસ આજ મોજુદછે, તેટલા વખતમાં શું શું બનાવો બનીઆ, તે વખતે લોકોની હાલત કેવી હતી, તેઓની રીત રસમ કેહેવી હતી, વગેરે બાબદો શોધી કાહાડવી, તે આ નવી વીદીઆની મદદે કરી શકાએછે. એવી તવારીખ કે તવારીખનું પુસતક આજ આપણી પાસ કોઈ રહીઉ નથી કે, જેથી એ વખતને લગતી આ બાબદો આપણે જાણી શકીએ; પણ આ નવી વીદીઆ, જેને હું જબાનશનાસીની વીદીઆનું નામ આપુછું, તે વીદીઆનાં બલે કરી એક નવું પુસતક એ વીદીઆના અભીઆસીઓએ શોધી કાહાડીઊછે, અને તેમાંથી તેઓએ જે સાર કાહાડીઓછે, તે તમોને સમજાવવાની હું મગસદ રાખુંછું.

જમીનની તવારીખ ભુશાહસતરીઓ, જેને ઇંગરેજીમાં "જીઆલાજીસટસ" કેહેછે તેઓ તમુને કેહેશે. તેઓ જમીન કોતરીને તેમાંથી નીકલતા પથરા અને મટોડાં ઉપરથી એવા વખતની અને એવી તવારીખ કેહેછે, કે જેની નોધ કે પુસતક આપણી પાસ બીલકુલ મોજુદ નથી. અસતસનાસો તમોને જાનવરને લગતી તમામ તવારીખ કેહેછે. અસલના જમાનામાં કેટલાંક જાનવરો એવાં હતાં કે તેઓ આજે ગુમ થઈ ગયાંછે, અને તેવાં કોઈબી જાનવરો દુનીઆમાં મલતાં નથી; પણ તે જાનવરો કેવી પરકારોનાં થઈ ગયાંછે તે અસતસનાશો તમોને કેહેછે. તે જાનવરોનો આકાર કેવો હતો, તેઓનો ખવાસ કેવો હતો, વગેરે તેઓને લગતી બારીક બાબદો તેઓ તમુને કેહેછે. એવાં કોઈ જાનવરનું એક હાડકું કે એક દાંત તેઓના હાતમાં આવીઓ તો ફ્કત તેટલાજ આધાર ઉપરથી પોતાની વીદીઆનાં બલવડે તે આખું જાનવર ઉભુ કરીને તેઓ તમને કેહેશે કે, એ હાડકું અથવા દાંત ફલાણાં જાનવરનો હતો, તે જાનવરનો આકાર આવો હતો, અને તેઓનો ખવાસ આવો હતો, અને તેવું જાનવર આજના જમાનામાં તમે કેથે જોશો નહી, કે તેવાં જાનવરની તવારીખ તમો કોઈ પુસતકમાં લખેલી જોશો નહી. એવાં કેટલાંક જાનવરોનો આકાર ઉભો કરીને ઇંગલાંડમાં કરીસટલ પાલેસમાં મેલેલોછે. તેમજ સીતારેસનાસ જેઓ

તારાઓની વીદીઆ જાણેછે, તેઓ તારાઓને લગતી હકીકતોથી તમોને વાકેફ કરશે. ગીલસનાશો જમીનની જુની જુની તવારીખને લગતી બીના તમોને કેહેશે.

એજ પરમાણે આ જબાનશનાસીની વીદીઆછે, જે વીદીઆના અભીઆસીઓ જુદી જુદી જબાનના અભીઆસથી, જે જમાના અને લોકોની તવારીખ કોઈબી પુસતકમાં રહી નથી, તે જમાનાના લોકો કેવા હતા, તેઓની રેત ભાત શું હતી, તેઓ કેવી પરકારે વખત ગુજારતા હતા વગેરે બાબદો કેહેવાને શકતીવાન થાયછે. માણસજાતની અવલ પેદાસને વાસતે અને ઘણાજ અસલ જમાનામાં તેઓને લગતી કોઈ સેહેજ બાબદ વીશે મોજુદ તવારીખમાં આપણને જે એસારો મલેછે તે માતર તરણ પુસતકો ઉપરથી મલેછે—જેનીસીસ, વેદ અને અવસતા. એ પુસતકોમાં માણસની ઉતપતી વીશે જણાવેછે કે પેહેલે એક આદમ જાત પેદા થયું; તેમાંથી એક જોડું પેદા થયું; તેમાંથી બીજાં જોડાં પેદા થયાં; તેમાંથી વલી બીજાં જોડાં પેદા થયાં, અને એ પરમાણે વસતી વધતી ગઈ. આદમજાતની પેદાસ વીશે આ તરણેડે પુસતકમાં એક સરખું બયાન આપેલુંછે. એથી જો આપણે આગલ વધીએ ને તવારીખની અગાઉના જમાનાની વાત ખોલીએ તો કાંઈક લડાઈ-ઓની વાત મલશે. એ ઉપરાંત તે લોકોની પોતાની અંદરની હાલત અને રીતભાંતનું કશું બયાન આપણને મલતું નથી. એ પરમાણે આપણને ઘણાજ પુરાતન જમાનાની જે વાત મલેછે તે માતર ગોયા એક ખોખું મલેછે. પણ હવે જબાનશનાસીની વીદીઆનું કામ એ ખોખાંમાં નેસ અને માવો પુરવાનુંછે.

આવાં ખોખાંમાં જબાનશનાસીઓ નેસ અને માવો કેવી રીતે પુરેછે, તેનો ખેઆલ તમારા મનમાં લાવવાને વાસતે હું તમોને એક દાખલો આપુંછું. આપણે એક વાકીઅ લઈએ:—"બાએદી ભરથાર ખુરસી ટેબલે બેસી ચાહે પાંઉ કરતાં હતાં, તાહારે પોતાની દોતરીની કદખોદાઈની વાત કરવા લાગાં." ફકત આટલા વાકીઅ ઉપરથી જબાનશનાસો તે વાકીઅ બોલનારના ટોલાને લગતી કેટલીએક

તવારીખ તમોને તરેહવાર રીતે કહી સમજાવશે. "બાએડી" અને "ભરથાર" એ બે બોલો ઉપરથી બાએડી ભરથાર વચેના સંબંધની કેટલીક વાત તેઓ તમુને કહી શકશે. તેઓ કેહેશે કે બાએડી ભરથારને આધારે રેહેતી હતી, અને ભરથારની ફરજ હતી કે તેનું પાલણ પોશાણ કરવું. "ખુરસી ટેબલ" એ બોલો ગુજરાતીમાં વપરાયલા છે, પણ તે ગુજરાતી નથી, અને તેથી કરી એ ભાશા બોલનારાઓની કેટલીક તવારીખ આ બોલો ઉપરથી જબાનશનાસો આપી શકેછે. "કુરસી" એ ફારસી બોલછે અને તે બતલાવેછે કે મોગલાઈના વખતમાં એ ચીજ આપણામા દાખલ થઈ હતી. "ટેબલ" એ બોલ ઈંગરેજી છે, અને ઈંગરેજોથી એ બોલ, તથા તે બોલ જે ચીજ બતાવેછે તે ચીજ, વાપરવાનો રેવાજ ગુજરાતમાં દાખલ થયો હશે એમ તેઓ કહી શકશે, તથા જાહારથી એ બોલ ગુજરાતી ભાશામાં દાખલ થયો તે વખતના અરસાથી ઇંગરેજનો પગ પેસારો ગુજરાતમાં થયો એવી તવારીખ તેઓ ઉપજાવી શકશે. "ચાહ" એ શબદ પણ ગુજરાતી નથી, અને ખોલ કરતાં તેઓ જોશે કે એ શબદ અસલ ચીનાઈ ભાશાનો છે, અને તે ઉપરથી તેઓ કેહેશે કે એ ચીજ ચીનથી આવવી જોઈએ. "પાંઉ" શબદ પણ ગુજરાતી નથી. જબાનશનાસો જુદી જુદી જબાનના પોતાના અભીઆસનાં બલવડે જોઈ શકેછે કે પોરટુગીજ લોકો પોતાની રોટીને "પાંઉ" કેહેછે. ફરંગી લોકો જાહારે સુરતમાં આવીઆ તાહારે તેઓ જે રીતની રોટી બનાવીને પોતાને દેશ ખાતા હતા તેવી બનાવીને તાંહાં ખાવા લાગા, અને તે ઉપરથી એ જાતની રોટી તેઓની ભાશાના બોલથી બોલાવા લાગી. તાહારે પાંઉ એટલે ફરંગીઓ સુરતમાં જે રોટી ખાતા હતા તે, અને એટલા ઉપરથી જબાનશનાસો ગુજરાતમાં ફરંગીઓનો અમલ થવાને લગતી કેટલીએક તવારીખ કહી શકશે. "દોતરી" નો અરથ દુધ દોહનારી થાયછે, અને આગલા જમાનામાં ઘર સંસારમાં છોકરીઓનું કામ એ હતું કે ગાયઢોરનું દુધ દોહોવું. "કદખોદાઈ" આ શબદ ઉપરથી જબાનશનાસો તમને કેહેશે કે જે ટોલામાં

એ શબ્દ અસલ વપરાતો હતો તે ટોલાનો રેવાજ એવો હતો કે, હરકોઈ મરદ ઉમરે પુગીને જાહારે પોતાનું તથા ઓરત અને બચ્ચાં છોકરાંનું ગુજરાણ ચલાવવાને શકતીવાન થતો, તાહારેજ તે પરણતો. "કદ ખોદા" નો અરથ "ઘેરનો ધણી" થાયછે, અને તેટલા ઉપરથી એ શબ્દ પોતે દેખાડી આપેછે કે જાંહાંસુધી કોઈ મરદ રરતો કમાતો થાય નહીં; પોતાનું, પરણેલી ઓરતને ઘેર લાવીને તેણીનું, તથા તેને પેટે જે ફરજંદ થાય તેઓનું ગુજરાણ ચલાવવાને તથા ઘરનો ધણી થવાને શકતીવાન થયો હોય નહી, તાંહાંસુધી તેનાથી બાયડી થાય નહી. એ શબ્દનો જે અરથ થાયછે તે ઉપરથી તે શબ્દ જે લોકોએ અસલ પોતાના વપરાસમાં લીધો તેઓની રીતભાંતમાં એક વાત એ માલમ પડેછે કે તેઓમાં લગન બચપણથી નહી, પણ મરદ જાહારે ઉમરે પુગે ને રરતો કમાતો થાય તાહારે થતાં હતાં. આ હાલની જબાનનો એક સાધારણ વાકીઅ આપીઓછે, અને તે ઉપરથી, જબાનશનાસો એ પરમાણેના વાકીઅ ઉપરથી કેવી રીતે સાર કાહાડેછે, તેનો ખેઆલ આપીઓછે. એનેજ મલતી રીતે જબાનશનાસો હરકોઈ અસલ જમાનાની જુબાન ઉપર પોતાની વીદીઆનું તીક્ષણ બારીક-બીન ધરીને, તે જબાન બોલનાર પુરાતન ટોલાની રીતભાંત તથા હાલત વગેરેની બાબદ, જે કોઈબી તવારીખનાં પુસતકમાંથી મલી નહી આવે, તથા જે તવારીખ પુસતકમાં મોજુદ રહી નહી હોય, તે ખેંચી કાહાડેછે, અને આપણી પાસ સલામત રહેલાં પુરાતનમાં પુરાતન પુસતક કરતાં પણ વધારે પુરાતન તથા તે સાથ વધારે ભરૂસાદાર પુસતક બનાવવાને શકતીવાન થાયછે.

માણસની અસલ પેદાસ તથા તેઓની વસતીના વધારાને લગતી તવારીખનું ખોખું આપણને આગલ જણાવીઆ પરમાણેના વેદ, જેનીસીસ તથા અવસતામાંથી મલેછે. વેદમાં જણાવેછે કે વસતીની પેદાસ છ વખત થઈ, અને તે છ વખત નાબુદ થયા પછી આ સાતમી વખતે મનુથી પેદા થઈછે. એ પરમાણે વેદમાં સાત મનવનતર જણાવેલાછે. છેલી વખતની વસતી મનુથી ઉતરેલીછે, અને

તેથી એ વસતી મનુના નામ ઉપરથી માનવ કેહેવાએછે. મનુને પાંચ છોકરા હતા એવું કેહેછે, અને તેમાનો સઉથી નાહાનો હીંદુસથાનમાં આવી વસીઓ એમ જણાવેછે. અવસતા તરફ નજર કરીએ છઈએ તો તેમા પણ એનેજ મલતો અહેવાલ જણાવેછે. તે મધે કેહેછે કે, તમામ ઈરાનીઓની ઓલાદ ઈરાન વેજમાં ગઈઓમરદથી ઉતરીછે. અવસતાને આધારે બનેલી બુનદેહેશમાં ગઈઓમરદને પેટે શીઆમક, શીઆમકને પેટે ફ્રવાક, અને ફ્રવાકને પેટે ૧૫ છોકરાંઓ હતાં, એમ જણાવેછે. આ પંદરમાંથી ૯ જણ સરશોકની પીઠ ઉપર બેસી વોરૂકશ પસાર કરી ૬ કેશવરમાં જઈ રાજ કરતાં થયાં, અને ૬ ખનીરસ કેશવરમાં રહીઆં. આ ૬ ખનીરસમાં રેહેનારાંની ઓલાદે અરબ, ઈરાની, તુરાની, ચીનાઈ, રુમીઆની, હીંદુ વગેરે નીકલીઆ. જેનીસીસમાં પણ એને કાંઈક મલતી રીતે લખેછે કે, આ દુનીઆ ઉપર આગલ જે વસતી હતી તેમાના નોઆ નામના એક શખસને આગાહી થઈ કે આખી દુનીઆમાં રેલ આવશે, અને તેથી કુલ દુનીઆ ગરક જશે, તે ઉપરથી તેણે એક મોહોટી કીસતી બાંધીને દુનીઆની થોડી થોડી પેદાશ તેમાં લઈને તેનો બંચાવ કીધો, તથા રેલ ઉતરી ગઈ, અને તેથી કુલ પેદાસ નાબુદ થયા પછી તેની કીસતીમાં જે બચેલું હતું તેના મુલ વડે સરવેની ફ્રીથી પેદાસ થઈ. નોવાના તરણ છોકરા, શેમ, હેમ તથા જાફેટ નામના હતા, જેઓએ તરણ ખંડો વસાવીઆ. આજ મીશાલની વાત શાહાનામાં ઉપરથી આપણને મલેછે. તેમાં ફ્રેદુનને વાસતે જણાવેછે કે તેને પેટે તરણ છોકરા હતા–સલેમ, તુર તથા એરચ; જેમાના એકે ઈરાન, બીજાએ તુરાન તથા તરીજાએ રૂમ લીધું.

આ પરમાણે પુસતકો ઉપરથી વસતીની પેદાસની આપણને જે તવારીખ મલેછે તે માતર એક ખોખુંછે. એ વસતી આગલ કેમ અને કેવીપરકારે વધી, તે વસતીની અસલ હાલત અને રીતભાંત કેવી હતી, તે હાલત તથા રીતભાંતમાં શુધારો તથા વધારો કેવી પરકારે થયો, વગેરે ખરેખરી તવારીખનો માવો તેમાં પુરાવો જોઈએછે, અને અગર

તે માવે હાલમાં સલામત રેહલી તવરીખની કોઈ કીતાબમાંથી મલતો નથી તોપણ જબાનશનાસો પોતાની વીદીઆનાં જોર વડે તે પુરી શકેછે. તેઓ જુદી જુદી જબાનોનો અભીઆસ કરી, તે જબાનોના એકકા બોલોના સંબંધ ઉપરથી તરેહવાર રીતે આ વાતો ખેંચી કાહાડે-છે; પણ તે વીશે આપણે હવે પછીનાં ભાશણમાં વીચાર કરશું. હા-લમાં માણસની જબાન કેમ ઉતપન થઈ તે વીશે વીચાર કરીએ.

કોઈ કેહેછે કે જાહારે સઉથી પેહેલું આદમ જાત પેદા થયું તાહારે ખુદા તાલાએ તેનાં મોહોડાંમાં આ દુનીઆની સરવે ચીજનાં નામો મેલીઆં, ને તે બોલતું થયું. બીજાઓ કેહેછે કે એમ નથી. તેઓ એમ કેહેછે કે ખોદાતાલાએ માણસને પેદા કરીને તેને જે ગહુઅર બખ-શીઉ તે ગહુઅરને જોરે તેણે ભાશા પેદા કીધી. હવે આ બે માંથી કહીઓ વીચાર ખરોછે તે આપણે તપાસીએ. આપણે પારસીઓ જે જુબાન બોલીએ છઈએ તે ગુજરાતી બોલીએ છઈએ; કેટલાએક હીંદુઓ પણ એજ જબાન બોલેછે, બીજા કેટલાકો બીજી જબાન બો-લેછે; ઇંગરેજો ઇંગરેજી જુબાન બોલેછે. આ સઘલાઓ જુદી જુદી જબાન કાંએ બોલેછે, અને તેઓને તે બોલતાં કોણે શીખવીઉં, એ વાતનો વીચાર કરશું તો તરત જણાઈ આવશે કે આપણે બચપણમાં આપણાં માબાપને તથા આપણી આસપાસનાઓને જે જુબાન બોલ-તાં સાંભલીએ છઈએ, તે જબાન તેઓને જોઈને આપણે બોલતાં શીખીએ છઈએ. આપણે જે બોલતાં શીખીએ છઈએ તે એક-એકનું જોઈને શીખીએ છઈએ. આપણે જે ઇંગરેજી બોલતાં શી-ખીએ છઈએ, તે ઇંગરેજોને જોઈને અથવા ઇંગરેજી બોલી બોલના-રાઓને જોઈને શીખીએ છઈએ. શકતીવાન રૂશીઅનોમાં એવો ચા-લછે કે જાંહારે બચું નાહાનું હોયછે તાહારથી તેને વાસતે જુદી જુદી ભાશાઓ બોલતી આયાઓ રાખેછે; અને તેની મખસદ એટલી-જ કે તે જુદી જુદી જુબાન બોલનારી આયાઓને સાંભળીને તે બચું નાહાણપણથીજ જુદી જુદી ભાશાઓ બોલતાં શીખે. એમ કીધાથી તેઓનાં બચાં ઈંગરેજી, ફ્રેંચ, જરમન વગરે ઘણી ભાશાઓ

બોલતાં શીખેછે. એ પરમાણે આપણે જે જોઇએ અથવા સાંભલીએ તેજ જુબાન બોલવા શીખીએ છઇએ, તો તે ઉપરથી સાબીત થાયછે કે આપણે બીજાંની નકલ કીધા ઉપરથીજ બોલવા શીખીએ છઇએ. પણ તાહારે કેટલાકો એવો સવાલ કાહાડેછે કે, એવુંજો છે, તો ગઇઓમરદ અથવા અસલ આદમ જેનો બાપ કે માં હતાં નહી, ને બીજાં કોઈ માણસબી નહી હતાં, તે કેમ બોલવા શીખીઓ અને તેણે કોણની નકલ કીધી? આવો સવાલ આગલથી કુદરતી રીતે નીકલીઓ હશે, અને તેનો ખાતરી ભરેલો ખુલાસો નહી મલવાથી, એવો ખેઆલ આવીઓ હશે કે ખોદાએ માણસના મોહમાં એજગબી જબાન મેલી તેને એકેદમ બોલવા શીખવીઓ. અસલ માણસ પેદા થયું તાહારે તે કોઇ જબાન બોલતું હતું કે નહી, તે તપાસવાને વાસતે મીસર દેશના એક આગલા પાદશાહ સામેટીકસે એક અજમાએશ કરી જોઈ. તેણે ચારપાંચ બચાંઓ જેઓ કાંઇબી બોલવા નહી સીખેલાં એવાંઓને લઇને એક ભરવાડને સોંપીઆં, અને તેને ફરમાવીઉં કે એઓને જંગલમાં લઇજઇ માણસની વસતીથી તદન એલાહેદાં રાખે, તથા તેઓને દુધ અથવા ખોરાક આપવા કોઈ પાસે જાએ તાહરે તે માણસે પોતાનું મોહોડું તદન બંધ રાખવું, અને તેઓ સાંભલે તેમ કશું બોલવું નહી. આ પરમાણેની અજમાએશ કરવામાં એ પાદશાહે એવી મખશદ રાખી કે જો જુબાન માણસને ખોદાએ એજગેબી આપી હશે તો તેઓ કોઇને બોલતાં સાંભલીઆ વગર પોતાની મેલે બોલતાં શીખશે, અને તેઓ જે જુબાન બોલશે તે ખોદાઈ જબાન બોલશે. કેટલાંએક વરસો ગુજરવાબાદ તે બચાંઓને બોલાવી મંગાવીઆં, અને તપાસી જોયું તો તેઓ કેટલાક સખુનો બોલવા લાગાં, જે તેઓ બકરાંના આવાજ ઉપરથી શીખીઆં હતાં. આમાનો એક બોલ "બીકાસ" હતો અને તે બોલ ફ્રીરીજીઅન જબાનમાં રોટલીને કેહેછે, જે ઉપરથી આ બાદશાએ એવો ઠરાવ કીધો કે અસલ જુબાન ફ્રીરીજીઅન હતી. એજ પરમાણેની અજમાએશ સકાટલાંડનાં ચોથા જેમસ રાજાએ કીધી હતી, અને તે છોકરાં જે

બોલો બોલીઆં તે કોઈ હીબરૂ શબ્દોને મલતો હોવાને લીધે એવો ઠરાવ થયો કે અસલ જુબાન હીબરૂ હતી. તે પછી જરમનીના બીજા ફ્રેડરીક રાજાએ અજમાએશ કીધી; અને તે છોકરાંઓ જંગલનાં જાનવરોના આવાજ સાંભલીને જે બોલો બોલતાં શીખીઆં તે કોઈ બીજી ભાશાને મલતા હતા, તેથી તેઓએ તે પરમાણેનો ઠરાવ કીધો.

આ પરમાણેના દાખલા આપી અસલ સવાલ ઉપર પાછા આવતાં ભાશણ કરતાએ જણાવીઉં કે, જબાન બોલતાં માણસને ખોદાએ એજગબીજ શીખવીઉં હોયતો સરવે માણસ જાત એકજ જુબાન બોલતાં હોવાં જોઈએ. ખોદાએ આપેલી જુબાન જો ગુજરાતી હોયતો પારસી, હીંદુ અને ઈંગરેજનાં બચાં પણ ગુજરાતીજ બોલતાં હોવાં જોઈએ. અસલ જબાન જો ઈંગરેજી હોયતો તેઓ સરવે એ ઈંગરેજીજ બોલતાં જોઈએ. વલી અશલ આદમ જાતને જો ખોદાએજ કોઈ એક જબાન આપી હોયતો સરવે જમાનાના લોક તેજ જબાન બોલતાં હોવા જોઈએ, અને આજના જમાનામાં જુદે જુદે ઠેકાણે જુદી જુદી ભાશા બોલાયછે, તેને બદલે સરવે ઠેકાણે એકજ ભાશા હોવી જોઈએ. પણ આપણે જોઈએ છઈએ કે મુલક મુલકમાં જુદી જુદી ભાશા બોલાયછે. એ ઉપરથી માલમ પડેછે કે આદમી એજગબી પોતાની મેરે બોલતાં શીખીઉ નથી. જાનવરો જે ભાશા બોલેછે—તેવણ ધારેછે કે જાનવરો જે આવાજ કાહાડેછે તેને ભાશા કહી નહી શકાય, પણ તેને જો ભાશા કહીએ તો—તે તેઓની ભાશા સરવે જમાનામાં અને સરવે ઠેકાણે એકની એકજ રહીછે. તેઓ હમેશ એકને એક રીતનો આવાજ કાહાડેછે. Instinct યાને પોતાની મેળે આવાજ કાહાડવાની જાનવરોની શકતી અથવા પરેરણા આપીછે, તેજ શકતી મુજબ આગલા જમાનાથી તેઓ એક સરખી રીતનો આવાજ કાહાડતાં આવીઆંછે. મુંબઈનો કુતરો કાંઈ એક રીતે ભોંસતો હોય અને ચીનાઈ કુતરો કોઈ બીજા આવાજે ભોંસતો હોય એમ નથી. જે આવાજ મુંબઈનું "બોર" (ડુકર) કાહાડેછે તેજ આવાજ વેલાતી "બોર" કાહાડેછે. એજ પરમાણે માણસને બોલ-

વાની Instinct મેલી હતે તો તેઓની બોલી જુદી થતેજ નહી. તેઓને આપેલી અસલ જબાન તમામ જમાનામાં અને તમામ મુલકમાં એકની એકજ રેહેતે? પણ તેમ નથી; તે ઉપરથી સાબીત થાએછે કે ખોદાએ આદમ જાતને પેદા કરી તેના મોહોડામાં એજગબી જબાન મેલી એકાએક બોલતાં શીખવીઉં નથી.

જો ભાશા એ મુજબ માણસના કાનમાં મેલીને ખોદાએ આપી નથી તો તે ખરેખરૂં બોલતાં કેમ શીખીઉં તેને વાસતે વીચાર આપતાં, ભાશણ કરતાએ જણાવીઉં કે, આદમ જાત જબાન બોલતાં તરણ પરકારે શીખીઉંછે. તે એ કે, ૧ લું, પોતાની મેરે થતા અચાનક પોકાર; બીજું, બીજાંને બોલતાં જોઈ તેની નકલ કરીને બોલવું; ને ૩ જું, માણસ જાતમાં ખોદાતાલાએ જે અકલનું ગહુઅર મેલીઉંછે, તેનાં જોરે તેણે ધીમે ધીમે ભાશા બનાવી, અને તે ગહુઅર જેમ જેમ ખીલતું ગયું તેમ તેમ માણસની ભાશા ખીલતી તથા સુધરતી ગઈ.

૧ લું. ભાશાનો પેહેલો ભાગ જે પોકારનોછે, તે વીશે શેઠ ખુરશેદજીએ ખુલાસો કીધો કે, તેવણે આગલ કહીઉં કે બચું જે બોલવા શીખેછે તે બીજાંને બોલતાં જોઇને તેઓની નકલ કરી શીખેછે. પણ તેનામાં એવી શકતી આવે તેની અગાઉના તેના વખતપર વીચાર કરી જોશું તો જણાશે કે તે કાંઈ રીતના પોકાર કરી શકેછે, કે જેથી તે પોતાની ખુશી અથવા દીલગીરી બતાવેછે. ઘણું નાહાનું થોડા મહીનાનુ બચું રડેછે, હસેછે, અને એવી રીતે મોહોડાંના પોકારથી અથવા દેખાવથી પોતાની લાગણી બતાવેછે. આ કાંઈ તેઓ કોઈની નકળ કરીને કરતાં નથી, કારણકે, થોડા મહીનામાં તેઓ એટલી સમજમાં આવતાં નથી. બચું માએના પેટમાંથી જનમતાં વાર રડેછે, તો તે વખતે તેણે પોતાની આસપાસ કોઇને રડતાં જોઇને તેની નકલ કરીને એવો પોકાર કીધો, એવો ખીઆલ કોઈના પણ મનમાં આવશે નહી. બચાંઓ આ જે પોકાર કરેછે તે તેઓમાં મેલેલી Instinct યાને કોઈ કુદરતી જોસસા અથવા શકતીથી તેમ કરેછે. જે આશાનીદે બોય ખોદાએ જાનવરમાં મેલીછે તેજ બોય તેણે માણસજાતમાં પણ

મેલીછે, અને તે બોયથી કોઈના શીખવીઆ વગર કે કોઈની નકલ કીધા વગર જેમ જાનવરો પોતાનાં કેટલાંક કાંમો કરીઆં જાયછે, તેમ માણસ અથવા બચ્ચાં પણ કરીઆં જાયછે. બચ્ચું જનમીઆ પછી કોઈના શીખવીઆ વગર જે ધાવેછે તે આજ શકતીથી ધાવેછે, અને એજ શકતીથી તે અચાનક પોકારો કરેછે. તે ખુશી હોયછે તો હસેછે, કોઈવાર મોહોડાંના અમથા પોકારો કરેછે, અને જો મારીએછે તો રડેછે. આ સઘલું તે કુદરતી રીતે પોતાની મેરે કરેછે, અને તેમાં કોઈનું જોવાનું કે શીખવવાનું કામ પડતું નથી. એ શકતી ખોદાએ સરવે માણસમાં જનમથીજ મેલીછે, અને તેથીજ કરીને એવા પોકારો સરવે માણશમાં એકસરખાછે; જેમ એક જાતનાં તમામ મુલકનાં અને તમામ જમાનાનાં જાનવરો એકજ રીતનો પોકાર કરેછે, તેમ તેજ "આશાનીદેબોય" શકતીથી તમામ જમાનાનાં અને તમામ મુલકનાં બચ્ચાંઓ એકજ રીતનો પોકાર કરેછે. મુંબઈનું બચ્ચું કાંઈ એક રીતે રડેછે, અને ચીનાઈ બચ્ચું કાંઇ જુદી રીતે રડેછે એમ નથી, કે વરી અમેરીકન બચ્ચું એ બેથી કાંઈ જુદી રીતે રડેછે એમ નથી—તેઓ જાહારે સાથે રડવા બેસેછે તાહારે એકજ રીતનો પોકાર કરેછે. આ ઠેકાણે ભાશણ કરતાએ યાદ દેવાડીઊં કે જેમ જનમથીજ પોકારા કરવાની શકતી બચ્ચું ધરાવેછે તેમ માણશની આખી ભાષા જો ખોદાએ જનમથીજ આપી હતે, તો બચ્ચાંના પોકારા જેમ એકસરખા ઉતરેછે તેમ સરવે જમાનામાં અને તમામ મુલકમાં જબાન એકજ રીતની હતે અને તમાંમ માણસો પછી અસલ જમાનાનાં કે હાલના જમાનાનાં તેજ જબાન બોલતે.

જાનવરો તથા માણસ એ પરમાણે બાહારની અસર કેટલે રસતે લઈ તથા બાહાર પાડી શકેછે તે વીશેનો ખુલાસો ભાશણ કરતાએ કીધો હતો. માણસજાતમાં એવી પાંચ બોય, અથવા senses ઇંદરીઓછે કે જેથી તે બાહારની લાગણી અંદરલઈ શકેછે તથા અંદરની બાહાર દેખાડી શકેછે. જાનવરોમાં પણ તેજ પરમાણેની ઇંદરીઓછે. એ ઇંદરીઓ આંખ, નાક, જબાન, લાગણી (ચાંમડી) અને કાનછે. એ

ઇંદરીઓ વડે આપણે જેમ અસર લઈ તથા દેખાડી શકીએછે, તેમ જાનવરઓ કરી શકેછે. જાહારે અહીઆં રેલવેની ગાડી થઈ નહીં હતી, અને જે વખતે લાંબી મુસાફરી ગાડાંઓની મારફતે કરવામાં આવતી હતી, તાહારે તેવી મુસાફરી કરનારાઓએ જોયું હશે કે, ગાડાંના બલનાં નાખમાં વાઘનો બોય આવતો કે તે તરત નાખથી ફુંફાશ મારી, ડોશ બાહાર કાહાડી, જબાને બરાડી, કાંન ફફરાવી, પુછડી ઉભી કરી, આંગે ધુજી તથા એવીજ રીતે જણાવતો કે કાંઈ ભએ આવેછે. આ ભએ તેને પોતાને લાગેછે, અને તેથી તેનું આખું આંગ ધુજતું દેખાયછે. તેજ પરમાણે આપણે જાણીએ છઈએ કે હાથીને સરોદ પસંદ પડેછે, અને તે સાંભલી તે ડોલા ખાઈ પોતાની અંદરની ખુશી જાહેર કરેછે. એજ પરમાણે સાપને વજંતરની અસર થાયછે. એજ પરમાણે માણસ પણ ઇંદરીઓ વડે બાહારની અસર લેયછે, અને તેજ કુદરતી બાશા વડે બાહારની અસર જાહેર પાડી શકેછે. આંખે આપણે પોતાનો ગુસસો જાહેર પાડીએચ; નાખે નસકોરૂં ચહડાવી પોતાની નાપસંદગી દેખાડીએ છઈએ; જો આપણને કોઈ અણચીતું મારેછે તો જબાંએ "અરે," "ઓ," એવા બોલો અચાનક એકાએક બોલી ઉઠી દરદ દેખાડીએ છઈએ; હાત, પગ અને આંગે જોસસા બતાવીએ છઈએ; હાતે મારીઆથી ખફ્ગી બનાવીએ છઈએ. પોતાને થયલી અસર બાહાર દેખાડવા સારૂ જાનવરો પાસે એ શીવાએ બીજી બે ચીજછે કે જે માણસજાત પાસ નથી. જાનવરો કાન ઉભા કરીને પોતાને થયલી અસર બાહાર દેખાડેછે; પણ આપણી પાસ કાન છેતોખરા પણ તે આપણે ઉભા કરી સકતા નથી. (સરવે હસી પડીઆ). જેમ આપણાથી હાત, પગ, આંખ, નાખ, અને જબાન હીલવી શકાએછે, તેમ કાનને પોતાની મેરે હીલવી શકાતા નથી. વલી જાનવરો પાસે પુછડીછે, તે તેઓ ખુશાલી દેખાડવા સારૂ ઉભી કરેછે, અથવા હીલવેછે, અને ભય દેખાડવા સારૂ નીચી કરેછે; અથવા દાબી દેયછે; પણ પુછડીતો આપણી પાસ છેજ નહીં એટલે કંઈ કરી શકતા નથી. (બધાઓ ખડખડ હસી પડીઆ)

રે જોું—પણ હવે માણસ જાતની ભાશા તે કાંઈ એવા અમથા પોકારો, અથવા નીશાનીઓ નથી. એ શીવાએ જો આપણી પાસ બીજાં કોઈ સાધનો નહીં હતે તો આપણે એટલુંજ કરી શકતે અને જાનવરો કરતાં આપણાથી કાંઈબી વધારે બની શકતે નહીં. એ બાબદમાં જાનવરો કરતાં આપણામાં ખોદાએ બીજી ચીજ કહી બક્ષીછે તેનો વીચાર કરવા સારૂ આપણે પાછો એક બચાંનો દાખલો લઈએ. બચું થોડાજ મહીનાની ઉમરનું હોયછે ને બોયની મારફતે જે અચાનક પોકારો અથવા દેખાવો કરી શકેછે, તે પછી જરા આપણે આગલ વધીએ, ને તે થોડુંક મોહોટું થતાં શું કરેછે તે જોઈએ, અને તે ઉપરથી આપણને ખેઆલ કરવાને બનશેકે જે રીતે બચું પોતાની બચગીના વખતમાં બોલતાં શીખેછે, તેજ મુજબ માણસ જાત તેની પેદાએસના બચગીના વખતમાં ધીમેધીમે જબાન બોલતાં શીખીઊ હશે, અથવા તેણે ભાશા બનાવી હશે. જાહારે એવું કોઈ બચું મરઘીને જોયછે, તાહારે તે તરફ આંગલી કરીને આપણને કેહેછે કે "કીટકીટ," "કીટકીટ." તે મરઘીને "કીટકીટ" "કીટકીટ" એવો આવાજ કરતાં સાંભલેછે; તે અવાજની નકલ કરી પોતે બોલેછે, અને એવા આવાજથી બોલતી ચીજ (મરઘી) ને તે "કીટકીટ" નું નામ આપેછે,—તેનું નામ તેના મનમાં કુદરતી રીતે "કીટકીટજ" ઠશી જાયછે. બીલાડીને જોઈને તેઓ "મીઆંઊ" કેહેશે, અને આપણેબી તેઓને કહીએ છઈએ કે, "મીઆંઊ" આવી. બકરાને બેં, અને કુતરાને બાઊવાઊ કેહેશે. આ પરમાણે તેઓ જાનવરોના આવાજ ઉપરથી તે આવાજ પરમાણેનાં તેઓનાં નાંમ પાડેછે અને બોલેછે. એજ પરમાણે પેહેલ પેહેલાં જાહારે ભાશા થઈ નહી હતી, તે વખતે માણસ પણ જાનવરોના કુદરતી આવાજ ઉપરથી નકલ કરીને બોલતાં શીખીઉ હશે, તથા ભાશામાં સઉથી પેહેલે એવી જાતનાં જાનવરો જે તેઓની નજરે વારેઘડીએ પડીઆ કરે, તેઓનાં નામ બનીઆં હશે. પોતાની આસપાસ કાને પડતા અવાજો ઉપરથી તે પેહેલ વેહેલાં બોલતાં શીખીઊ હશે. અને તેટલાજ કારણને માટે આપણે

જોઇએ છઇએ કે જાનવરોના કુદરતી આવાજ ઉપરથી ભાશામાં લીધેલા બોલો મરવે ભાશામાં એકએકને મલતા આવેછે. જાનવરોના અવાજ ઇંગરેજનાં બચાંને કાંઇ એક રીતે ને પારસીનાં બચાંને બીજી રીતે સંભલાતા નથી, અને તેથી કરીને તેઓ બંને એકસરખી રીતે ગાએને તેના આવાજ ઉપરથી ધુ, ગાવ એવાં નામ આપેછે, બકરાંને મેં કેહેછે, અને કુતરાંને બાઉવાઉ કેહેછે, અને ઘડીઆલનો ટીક ટીક થતો આવાજ સાંભલી તેને ટીક ટીક કેહેછે.

જાનવરોના આવાજ ઉપરથી તેઓનાં નામ લેવા ઉપરાંત કુદરતમાં બનતા બનાવોના આવાજ ઉપરથી કેટલાંક નામો લીધાં; જેમકે વાદલમાં થતા ગરરર જેવા આવાજ ઉપરથી ગગરાટ બોલ લીધો. એ પરમાણે નામો લેવા સાથ કેટલાંક કીરીઆપદો પણ એવીજ રીતે લેવામાં આવીઆંછે, જેમકે ઘધેડાંને વાસતે આપણે કહીએ છઇએ કે "ભુંકે" છે, વાદલ "ગગડે"છે. બચાંઓ બોલવા શીખવાની શરૂઆત કરતાં જાનવરોના આવાજની નકલ કરીને પેહેલ કરેછે, એ આપણે જોયું; તેમજ માણસ પણ ભાષાની સરૂઆત થતાં તેમજ બોલતાં શીખોઉં હશે, એમ ખુલું માલમ પડેછે. જાનવરો અને કુદરતના બનાવોના આવાજની નકલ કરીને લીધેલી જુબાન કુદરતી, તથા સરવે જમાનામાં અને સરવે મુલકોના લોકોને સમજ પડે એવી હોવી જોઈએ, અને તે પરમાણેછે, એમ સાબીત કરવાને વાસતે ભાશણ કરતાએ એક ઘણો હસવા જોગ દાખલો આપીઓ હતો. તેવણે કહીઉ કે, એક ઇંગરેજ ચીનમાં ફરવા નીકલીઓ હતો, અને તેને એક વખત કોઈ મોહોટા ચીનાઈ અમલદારે ખાણાં ઉપર બોલાવીઓ હતો. આ ઇંગરેજ પોતાના મેહેમાન ચીનાઓની સાથ એક ટેબલ ઉપર જમવા બેઠો, અને એક રકાબીમાં મેલેલું ગોશ તેને બતકના જેવું લાગું, પણ તે વીશે તેના મનમાં ઘણો શક જવાથી પુછી જોવા ચાહીઉં. પણ પોતાને ચીનાઈ બોલી નહી આવડે અને તે ચીનાઓ ઇંગરેજીથી નાવાકેફ હોવાને લીધે, તેણે તે રકાબી તરફ આંગલી કરી કહીઉં કે "કોકકોક?"—એટલે કે આ ગોશ બતકનુંછે? જે ઉપરથી તે ચી-

નાએ ડોકી ધુણાવી કહીઉ કે "બાઉવાઉ"—એટલે કે નહી, કુતરાનુંછે. (પુશાકલ હસાહસ). જે ભાશા વડે આ બે જણાઓ પોત પોતાનો વીચાર એક એકને જણાવી શકીઆ, તે ભાશા જાણે કુદરતી હતી, ને તેથી તેઓ એક બીજાને સમજી શકીઆ; અને એજ પરમાણે આદમજાતની આખી ભાશા એવીજ રીતની હતે તો સરવે જમાનાના અને સરવે મુલકના માણસો એક એકને સમજી શકતે. આદમજાત બોયથી જે પોકારો કરેછે તે સરવે એકજ રીતના કરેછે; તેમજ કુલ મુલક અને કુલ જમાનાનાં જાનવરોના અને કુદરતી બનાવોના આવાજ એક સરખાછે, માટે તેની નકલ ઉપરથીજ કુલ ભાશાની ઈમારત રચાઈ હતે તો તે એક સરખી અને સરવેને સમજ પડે તેવી હતે. ઈંગલાંડનો કુતરો હાઉ હાઉ કરેછ, અને હીંદુસથાનનો કુતરો કોઈ બીજી રીતનો પોકાર નથી કરતો, કે જેથી તેના આવાજની નકલ ઉપર ઈંગરેજે કુતરાને માટે રાખેલું નામ એક હોય, અને તેજ પરમાણે પારસીએ કે હીંદુએ રાખેલું નામ બીજું હોય.

૩ જું.—આ ઉપરથી સાફ દીસેછે કે આદમજાતની જુબાન પેદા થવામાં ઉપલી બે ચીજ, એટલે કે પોતાને થતી બાહારની અસર અચાનક પોકારો અને દેખાવોથી પાછી બાહાર દેખાડવાની શકતી જે જનમથીજ મેલી હોયછે તે, અને બીજાઓની નકલ કરવાની સકતી,—એ બે ચીજ શીવાએ કોઈ બીજી ચીજ હોવી જોઈએ. પોતાની ભાશા પેદા કરવાની શકતી આપવાને વાસતે જે તરીજી ચીજ ખોદાએ માણસજાતને આપીછે, તેથીજ માંણસ અને જાનવરમાં મોહોટો ફેર રહીઓછે. આપણે જોયુંછે કે ભાશાનાં બંધાણમાં પેહેલું તતવ માણસ તથા જાનવરને ખોદાએ એક સરખી રીતે આપીઊછે. નકલ કરવાની શકતીને લગતું બીજું તતવ જાનવરને નથી, પણ તે માણસને આપીઊછે, એ વાતમાં માણસ ઉપર વધારે બખશેસ થઈછે. કેટલાંક,—પણ ઘણાં થોડાં જાનવરો નકલ કરી શકેછે, તે આપણને ખબરછે. પોપટ બોલવાના બાબમાં માણસની નકલ કરેછે. પોપટ શીવાએ બીજાં થોડાંક જાણવરો પણ નકલ કરતાં જણાયાંછે. મોકીંગ બરડ mocking bird

એ પક્ષી પણ ઘણું નકલી જાનવરછે, જે બીલાડાં વગેરે જાનવરના અવાજની નકલ કરેછે, ને તેજ ઉપરથી તેનું નામ "મોકીંગ બરડ" યાને નકલ કરનારૂં પક્ષી પાડીઉંછે. પણ આ પક્ષીઓ નકલ કરીને જે અવાજ કાહાડવા જાયછે, તે અસલ અવાજસાથે સરખાવતાં ઘણોજ જુદો અને ખામી ભરેલો હોયછે. પણ માણસતો તમામ રીતના આવાજની બરોબર નકલ કરી શકેછે. તેનાં ઘાંટાંમાં ખોદાએ જે સાંચો ગોઠવીઓછે તેથી કરીને તે તમામ રીતના આવાજ કાહાડી શકેછે. એ ઘાંટાં માહેલા સાંચાની નકલ કરીને તે આરગીનમાં મેલી તેમાંથી તરેહવાર રીતના આવાજ કાહાડવાની કોશેસ કરેછે, પણ તેનો અસલ કુદરતી સાંચો એવોતો બારીક અને સંપુરણછે કે, જાહારે તેના ઘાંટાંમાથી નીકલતા આવાજો આરગીનથી કાહડી શકશે, તાહરે તે બોલતું પુતલું બનાવવાની તાકાત ધરાવશે; પણ એવો વખત ઘણો દુર રહીઓછે. તાહારે માણસનાં ઘાંટાંમાં નકલ કરવાની સંપુરણ શકતી મેલીછે, એ બાબદમાં માણસ ભાશા બનાવવાનાં સાધનો ધરાવવાના બાબમાં જાનવર કરતાં ચહડેછે. પણ એ સરવે કરતાં માણસને જાનવર કરતાં ઘણે ઊંચે દરજજે લઈ જઈને મેલનારૂ તે તેના પેદા કરનારે બખશેલું અકલનું ગહુઅરછે.

નકલ કરવાની શકતી ઉપરથી તેણે કુદરતમાં નજર પડતી ચીજો અને સાંભલાતા અવાજો ઉપરથી તેમાંનો થોડીક ચીજોનાં નાંમો પાડીઆં, પણ આપણી ભાશામાં એવી ચીજોનાં ખાલી નામોજ નથી. આપણી ભાશામાં બીજા ઘણા બોલોછે કે જેઓ abstract words or thoughts યાને ખાલી અણદીઠ ખેઆલો માતરછે, તાહારે તેવા બોલો તે કેમ ઉપજાવી શકીઉ? કંઈજ નહી પણ આ અકલના ગહુઅર વડે. જેમ એક નાહાંનું સરખું બીજ જમીનમાં રોપવાથી તે ઉગી નીકલો મોહોટું દરખત થાયછે, તેમ માણસનાં મગજમાં પોકારા તથા નકલી અવાજોના આ નાહાનાં બીજથી, જેમ તે બીજી રાખસ જેવી મોહોટી ચીજ બનાવી શકેછે, તેમ પોતાની જબાનનેબી મોહોટી રાખસ જેવી તેણે બનાવી મેલીછે. આસપાસના કુદરતી બનાવો ઉપરથી તે પો-

તાની વીચાર શકતીનાં જોરે પોતાની ભાશાના શબદોમાં ધીમે ધીમે વધારો કરતું ગયું, અને ઘણાએક ખેઆલી શબદો હુમેરીઆ; અને એ હુમેરાથી તેની ભાશા વધીને આજને દરજજે પુગીછે.

દીસતી ચીજોનાં નામો ઉપરથી અણદીઠ તથા ખેઆલી ચીજોનાં નામો કેમ પડીયાં તે સમજાવા દસતખતોની ઉતપતી કેમ થઈ તે બતાવીઉ. આ બોલવાની ભાશાની સાથે એજ અકલનાં ગહુવર વડે માણસે લખવાની ભાશા બનાવીછે. આપણે જેમ અક્ષરોથી લખીએ છઈએ, તેમ અગાઉ અક્ષરો નહી હતા, પણ અક્ષરને બદલે અસલના લોકો ચીતારો પાડતા હતા. જેમ માણસ જાત પેદા થતાં એકેદમ બોલવા શીખીઊં નહી હતું, તેમ જાહારે તેણે લખવાનો હુનર ઉભો કીધો તે એકેદમ હાલની માફક જુદા જુદા અવાજને માટે અક્ષરો બનાવીને કીધો નહી હતો. બંચાંની માફક જેમ ધીમે ધીમે તે બોલવા શીખીઊં તેવીજ મીસાલે લખવા પણ શીખીઊં. એવા આગલા જમાનાના લખવાના ચીતારો જેને Hieroglyplics કરી કેહેછે, તેની એક ચોપડી આ સભામાં હાજરછે અને તે ભાશણ પુરૂં થયા પછી દેખાડવામાં આવશે. એ ઉપરથી તમારા જોવામાં આવશે કે, અસલના લોકો લખવાના હુનરમાં અક્ષરો નહી, ગણ જે ચીજ કેહેવી અથવા બતાવવી હોય તેનુ ચીતર પાડતા હતા. પણ તરત સવાલ નીકલેછે કે જે દેખીતી ચીજ હોય તેનુંજ ચીતર પડી શકે, અને એવી રીતે લખીને તેનો વીચાર આપી શકાય, પણ જાહારે અણદીઠ ચીજ લખવી હોય તાહારે તે કેમ કરી શકાય? આ પરમાણેબી થઈ શકતું હતું. દેખઈતી ચીજોના ચીતારો ઉપરથી અણદીઠ ચીજોનો ખેઆલ આપવામાં આવતો હતો; જેમકે જો "રોશનાઈ" એ બોલ લખવો પડતો હતો તો, તેઓ સુરજ અને ચંદર એ બેહુનો આકાર સાથે પાડતા, જેથી રોશનાઈનો ખેઆલ તરત આવતો. વલી, જો "દીવસ" લખવો હોયતો તેઓ સુરજનો આકાર પાડતા હતા; તેમજ "રાત" લખવી હોય તો તરીજ ચોથનો કોરવંકો ચાંદ પાડતા હતા. આ પરમાણે જાનવરથી કદી થઈ શકે નહી, ફકત માણસથીજ થઈ શકે. હવે તમે જોવ કે આવી રીતના અક્ષરો

હાલમાં વેહેવારમાંથી તદન જતા રહીઆ નથી. ચીનાઓએ પોતાની અસલની લખવાની રીતમાં બીજી પરજાઓ સાથે સરખાવતાં એટલો તો થોડો ફેરફાર કીધોછે કે તેઓના અક્ષર હજુર શુધી થોડાએક ફેરફાર સાથે અસલ ચીતર જેવાજ રહી ગીઆછે. તેઓ "ઘેર" એ શબ્દને વાસતે જે અક્ષર લખેછે તે ઘેરના આકાર જેવોજછે. અસલના જમાનાનો લખવાનો હુંનર એવી રીતનો હતો, પણ તેમાં વખતે વખતે ફેરફાર થતાં અક્ષરો ઉભા થયા, અને તે અક્ષરોમાં પણ ફેરફાર થતાં થતાં તેઓએ હાલનું રૂપ પકડીઉંછે. ઈંગરેજી મુલાક્ષરો a b c હાલનાં રૂપમાં વપરાયછે, પણ તેઓનું અસલ રૂપ જો જોઈશુ તો ચીતારછે. અસલ ચોતાર ઉપરથી એ ઈંગરેજી એ બી સી હાલના રૂપમાં કેમ આવી, તથા વખતે વખતે કેમ બદલાઈ, તેના બધા ચીતાર અને રૂપ આ (બતાવીને) ચોપડીમાં આપેલાછે. હાલના ઈંગરેજી અક્ષર G ને વાસતે અસલ ઊંઠનાં ડોકાંનો ચીતાર પાડવામાં આવતો હતો; (બધાઓ હસીપડીઆ.) અને તે ઊંઠનાં ડોકાંના ચીતાર ઉપરથી બદલાતાં બદલાતાં હાલની G થઈછે. માછલીનું ચીતર બદલાતાં બદલાતાં N થયોછે. "પાણી" જણાવવું હોયતો વેહેતો ઝરો અથવા નદીનો આકાર પાડતા હતા. અરબીમાં પાણીને "મીઆ" કેહછે તે પાણીના આકારના ચીતાર ઉપરથી m થયોછે; આ ઉપરથી જણાશે કે અસલ ચીતારો ઉપરથી હાલના અક્ષરો બનીઆછે, તે અવડાંજ એકેદમ ફેરફાર કરીનાખીને બનાવીઆ નથી, પણ અસલથી અને જમાને જમાને ફેરફાર થતા બનીઆછે. અણદીઠ ચીજોનાં નામ જે ઉતપન થયાં તે દેખાઈતી ચીજના ચીતાર ઉપરથી થયાંછે. જેમકે wife યાને પોતાની ઓરત લખવું હોયતો ઓરતનો ચીતાર પાડી તેના હાતમાં સાવણી પકડેલી બતાવવામાં આવતી હતી. જે ઉપરથી ઘરની બઈરી અથવા પરણેલા ઓરતનો તરત વીચાર આવતો હતો. "ગાંયન" એ શબ્દ તદન અણદીઠછે, તોપણ તે પક્ષીનું મોહોડું પાડી તરત દેખાડવામાં આવતું હતું. "સાંભલવું" એ શબ્દને વાસતે એક કાનનું ચીતર પાડવામાં આવતું હતું. "આંશુ," નો ખેઆલ આંખ અને

પાણીનું ચીતર પાડી આપવામાં આવતો હતો. તેજ પરમાણે ગુણ દેખાડનારા શબદો લખવામાં આવતા હતા. "કઠણ" એ શબ્દનો ખેઆલ પાહાડ પાડીને અપાતો હતો; "વેહેતાં" ને વાસતે નદી; "થંમ"ને વાસતે ધરતી પાડતા હતા. એજ પરમાણે દીસતી ચીજોનાં નામો ઉપરથી અણદીઠ ચીજોના આકાર પાડીઆ, અને તે પરમાણે તેના બોલો લીધા. એજ પરમાણે અસલના લોક કરતા હતા. ગમગીન બતાવવાને વાસતે કારો રંગ પાડતા હતા; મીજાજીને વાસતે નસકોરૂં પાડતા હતા (ઘણીજ હસાહસ.) ગુસા વાલો કેહેવું હોયતો સીધી ગરદન પાડતા હતા (હસાહસ ચાલુ.)

જબાન ખોદાએ માણસ જાતને પેદા કરતી વખતે તેનાં મોહોડાંમાં મેલી હતી, એમ વીચારનારાઓ, જબાન પાછલથી કેમ પેદા થઈ શકે તેનો ખેઆલ નહી આવવાથી, એમ માનેછે, પણ હવે આપણે જોયુંછેકે તે તરણ મુલમાંથી બનીછે. વગર વીચારે પોતાની મેલે થઈજતા પોકારો, નકલ, અને અકલનું ગહુઅર, એ તરણના સાથે મલવાથી આદમ જાતની જબાન પેદા થઈછે; અને તેનાં બંધણમાં આગલી બેજ ચીજ હતે તો સરવે લોકોની અને તમામ જમાનાની ભાશા એકજ રેહેતે, પણ તેની બનાવટમાં અકલનું ગહુવર આવવાથી જુદા જુદા લોકોની ભાશામાં અને જુદા જુદા જમાનાની ભાશામાં ફેર પડી ગયો. તમામ અણદીઠ ખીઆલો અને ગુણો બતાવનારા શબદો માણસે પોતાની અકલે અને ખેઆલે ઉભા કીધા, અને તે ખીઆલોમાં ફેર પડવાથી ભાશામાં ફેર આવીઓ. માણસ માણસની અકલ અને ખેઆલમાં ફેર હોયછે; માટે જે લોકો અકલમાં અને વીચાર શકતીમાં આગલ વધેલા, તેઓ બીજાઓના કરતાં પોતાની જબાન ઘણી આગલ વધારી શકીઆ તથા તેને ખીલવી શકીઆ, ને એટલાજ ઉપરથી ભાશાઓમાં ફેર રહી ગયો. તાહરે આ વાત તો હવે ઉડીગઇ કે ખોદાએ જબાન માણસનાં મોહોડાંમાં મેલી હતી. તેને પોતાની જુબાન ખોદાએની તરફથી તઈઆર બનાવેલી મલી નથી, પણ જે ગહુઅર તેજ તેના પેદા કરનારે તેને બખશુઉ, તે ગહુઅરનાં જોરવડે તેણે

ધીમે ધીમે બનાવી. જે લોકમાં એ ગહુઅર થોડું ખેડાયું તેઓની ભાશા અધુરી રહી. પણ જેઓએ તેને ખીલવીઉં, તેઓ પોતાની ભાશાને એટલીતો ખીલવી તથા શુધારી શકીઆ કે તેમાં મનના બધા ખેઆલ અને વીચાર લાવી શકીઆછે. એની સાબીતી જોવી હોયતો ઇંગરેજો અને હબસીઓની ભાશા તરફ વીચાર કરો. આગલા-ઓની ભાશા કેટલી સંપુરણછે, અને પાછલાઓની કેટલી અધુરીછે તેનો વીચાર કરો. હબસીઓની બોલી એટલીતો અધુરીછે કે તેમાં બરોબર બોલો મલતા નથી. જે પરમાણે માણશના જુદા જુદા ટોલાની બો-લીમાં ફેરછે, તેજ પરમાણેનો ફેર એકકાં માણસની બોલીમાંછે. એક વાંચી જાણનાર તથા વાંચવાનો માહવરો રાખનાર પાસે ઘણા બોલ મલશે; પણ તેની સાથે સરખાવતાં એક ઘાટી પાસે કેટલા થોડા બોલ હશે. કેહેછે કે ઇંગલાંડના એક સાધારણ દુકાનદાર પાસે ૩૦૦ બોલો હશે; પણ શેકસપીઅરે ૧૫૦૦૦ બોલો વાપરીઆછે. હરેકરીતના એક ખેઆલમાં પણ જરા જરા જેટલો ઘણો બારીક ફેર રેહેછે, અને એવા shades અથવા છાંયા યાને બારીક ફેરને વાસતે જેઓની જબાં-નમાં જેમ જેમ જુદા જુદા બોલો હોય તેમ તેમ તેઓની જુબાન સુધરેલી અથવા સંપુરણ ગણાવી જોઈએ.

જેમ જુદા જુદા ટોલાની જબાન સંપુરણ અને અધુરી હોયછે, તેમ વલી જુદા જુદા મુલકની આબોહવા અને દેશનાં કુદરતી બંધાણ મુજબ તેઓની જબાન કઠણ અને નરમ, કઠોર અને સીરી-ન પણ હોયછે. જે ટોલો પાહાડી મુલકમાં રેહેતો હોય તેની બોલી ક-ઠોર હોયછે; જે નરમ મટોડીના મુલકમાં રેહેતા હોય તેઓની જબા-નના સબુનો નરમ અને સીરીન હોયછે. જરમન લોકોની બોલીને વાસતે કેહેવતછે કે જરમન જબાન કુતરાઓનીછે. એ દેશ ઘણો પાહા-ડીછે, અને તે બોલી ઘણી સખતછે. એક જબાનના આવાજો કઠોર હોયછે,—બીજીના લેહેજતદાર હોયછે.

માણસની જબાનના અવાજ ગણશુતો વીઅનજન અને સવરો મલીને ઘણામાં ઘણા ૫૦ થશે. હલકી ભાશામાં કોઈમાં ૧૦—કોઈમાં

૧૫–અને કોઈમાં ૧૭ આવાજછે. એવી રીતના ભાશાના જુદા જુદા આવાજ વાસતે એક જણ કેહેછે કે ભાશાના મધીયમપણે જો માતર ૨૪ આવાજ લઇએ, અને તે અવાજોને અવાર નવાર લઇને એક બીજા સાથે એવી રીતે ગોઠવીએ કે એક વખત થયલો બોલ ફરીથી નહી થાય, તોબી એટલાજ આવાજના એ રીતના અવારનવાર મેલાપથી ૬૨૦૪૪૮૪ પરાધ એટલે એટલા આકડાઓની ઉપર બીજા સતર આંકડા આગલ ચલાવી લખીએ તેટલા બોલો થાય. એજ શખસે બીજી એવી પણ ગણતરી કીધીકે, એ બોલો એટલાછે કે જો ૧૦૦૦ મીલીઅન (સોકરોડ) લખનારાઓ મલીને ૧૦૦૦ મીલીઅન વરસો વેર લખવા બેશે તોબી લખાઇ નહી રેહે; જો બોલતાંબી, ભાશણ કરતા કેહેજો, માહારો દમ જતો રેહેછે.

એ મુજબ આપણે જોયુંછે કે માણસ જાતની ભાશા તરણ મુળથી નીકલી–એક પોકાર, બીજુ નકલી અને તરીજું ગહુઅરી. આ તરણ મુલને પરોફેસર મેકસમુલર જુદાં જુદાં નામ આપેછે. પેહેલાંને "પુહપુહ થીઆરી" એટલે કે આદમ જાતના પોતાની મેલે નીકલતા પોકાર જે સરવે એક જાતનાછે તે; બીજાંને "બાઉઆઉ થીઅરી" યાને નકલ કરવાથી થયલી; અને તરીજાંને "ડીંગડાંગ" થીઅરી, એટલેકે અકલનાં જોરથી ઉપજાવેલી જુબાન. ભાશણ કરતાએ ટેબલ તથા બતીનાં "શેડ" ઉપર પેનસીલના ટકોરા મારીસમજાવીઉં કે ટેબલની ઉપરના ટકોરાનો સાદ બોખરો નીકલેછે, પણ કાચનાં શેડ ઉપરનો આવાજ ઊંડો નીકલેછે, અને તે દેખાડેછે કે માણસનાં અકલી ગહુઅર ઉપર ટકોરો મારીઆથી યાને તેને ખેડવાથી અને કસવાથી કેટલું થઇ શકેછે. આ ઉપરથી હવે જો કોઇ એમ કેહે કે જબાન ખોદાએ માણસને તઇઆર આપી હતી, અથવા તેણે શીખવી હતી, તો તે માનવામાં આવતું નથી.

જબાન કેમ ઉતપન થઈ તે આપણે જોયુંછે; હવે તે કેમ બોલાવા લાગી તેનો વીચાર કરીએ. સઉથી પેહેલે ગરીક તથા લાટીન બોલી સારી ગણવામાં આવતી હતી; પણ તે પછી કરીશટીઅન લોકો ધારવા

લાગા કે તેઓનાં અસલ ધરમ પુસતક હીબરૂ બોલીમાં લખાયલાંછે, માટે તે સરવેથી પુરાણી, પેહેલી અને આસમાની બોલી હોવી જોઈએ. ઈંગરેજી બોલોનો હજુ મોહોટો ભાગ હીબરૂ બોલીમાંથી નીકલેલો ગણતા હતા. હીબરૂ ભાશા ઉપરથી ગરીક અને લાટીન નીકલીછે, એવું સમજી તે પણ ઘણી સારી ભાશાઓ ગણાતી હતી; અને એ પરમાણે જુદો જુદો ટોળો જુદી જુદી ભાશાને પુરાણી તથા આકાશી ગણતા હતા. પણ સર વીલીઅમ જોનસે હીંદુસથાનમાં આવીઆ બાદ એ બાબદ ઉપર એક નવુંજ અજવાલું નાખીઊં. તેણે સંસકરીત ભાશાનો અભીઆસ કીધો, અને તેમાં તેને એવું જણાયું કે આ ભાશા તો ગરીક અને લાટીન ભાશાને બરોબર મલતી આવેછે. આથી તે ઘણો અજાએબ થયો, અને તેણે યુરોપ ખંડના આલમાઓ ઉપર લખી મોકલીઊં કે હીંદુઓની પુરાણી ભાશા સંસકરૂત, ગરીક અને લાટીન ભાશાઓને મલતી આવેછે; જે સાંભલી તેઓ પણ દંગ થયા. સર વીલીઅમ જોનસેજ પેહેલ વેહેલી રાયલ એશીઆટીક સોસાઈટી કલકતામાં ૧૭૮૪ ના સાલમાં સથાપી. બીજે ઠેકાણે જે એ સોસાઈટીઓછે તે એની શાખાઓ માતરછે, અને કલકતાની એ સોસાઈટી તે સરવેની માતાછે. ભાશાઓની સરખામણી કરવાની રીત અહીંઆંથી દાખલ થઈ, અને તેનો પેહેલો પાયો આ પરમાણે નખાયો. એ પછી એચ. કોલબરૂક અને સર ચારલસ વીલકીનસ એઓએ એ અભીઆસનો વધારો કીધો, તથા તેઓને બીજું નવું નવું માલમ પડવાલાગું. આવી શરૂઆતથી એ અભીઆસ હજુબી આગલ વધીઓ, અને એક બાગમાં ઘણાજણ ફરતા હોય, તથા તેમવે ફરીને તરેહવાર નવાઈ જેવાં ફૂલ ફુલની વાસ લેતા હોય, તેમ આ નવી વીદીઆના બાગમાં ઘણા જણ અભીઆસ કરવા લાગા અને તેમાંથી મલતી નવી નવાઈથી પોતાનાં મનને ખુશ તથા તાજાં કરવા લાગા. આ અભીઆસ એટલો વધીઓ કે Adelung નામના ગરહસથે ૬૦૦ જુબાન પોતાના મનમાં સંઘરી હતી. Grimm અને Bopp એઓએ જુદી જુદી ભાશાઓની સરખામણી ઉપરથી કેટલાએક કાયદા શોધી

કાહડીઆ ને તે કાયદા પરમાણે તેઓના વરગો કીધા. પેહલાએ એવો કાયદો જોયો કે જાણે એક બોલ ટીઉટાનીક ભાશાની એક શાખામા **ત** ધરાવતો હોએતો બીજીમાં તેજ બોલમા **દ** જડે, અને તરીજીમાં **થ**.

એ પરમાણે અભીઆસ આગલ ચાલતાં માલમ પડીઊં કે સંસકૃત, જંદ, લાટીન અને ગરીક ભાશાઓ એક એકને મલતીછે. એ પછી પણ ભાશાઓનો અભીઆસ કરનારાઓ ઘણા વીદીઆરથીઓ થયા, અને તે અભીઆસ આજસુધી ચાલુછે. બાપે એ અભીઆસમાં સારૂં નામ મેલવીઊં, પણ જેમ કેહેવતછે કે "ઉસતાદ કરતાં ચેલ્લા બરા," તેમ ભાશાઓનો અભીઆસ કરવાનો જેઓએ પાયો નાખીઓ, તેઓ પછી તેઓને પગલે ચાલીને, તથા તેઓના અભીઆસથી નીકલેલાં ફુલોનો લાભ લઈને જેઓ એઓની પાછલ થયા, તેઓએ કાંઈ ઓછી અગતની શોધો કીધી નથી. એ પાછલા અભીઆસીઓમાના એકે જોયું કે, આ પુરાતન ભશાઓમાં જે ચીજના બોલોછે, તે ચીજની હસતી પણ તે ભાશા બોલનારાઓમાં હોવી જોઈએ. જેમકે એવી એક આગલી જુબાનમાં "શાદી" એ બોલ આવીઓ તો તે ભાશા બોલનાર તે વખતના લોકમાં કોઈ ચોકસ કાયદાસર અથવા ધરમની કીરીઆ પરમાણે જોડાં કરવાનો રેવાજ પણ હોવો જોઈએ. એ ઉપરથી એક નવીજ વીદીઆ નીકલી અને તે નવી વીદીઆ સાથે પુરાતન વખતની એક નવી તવારીખ કે જે આજે કોઈપણ કીતાબમાં રહી નથી, તે નીકલી. આ વીદીઆ અને તવારીખ, શેઠ ખરશેદજીએ કહીઊ કે, તેવણ હવે પછીના ભાશણોમાં સમજાવશે.

હવે જુદી જુદી ભાશાઓ જે સગાઈ રાખેછે તે સગાઈ તે ભાશાઓના બોલો ઉપરથી નહી, પણ તેઓનાં વીઆકરણ ઉપરથી પરખાયછે. આ બાબદ કોઈ અજાએબ જેવી વાત જાહેર કરેછે. પરજાઓએ રાજપાટ બદલીઆં, પોતાનો ધરમ બદલીઓ, ભાશા બદલી, પણ તે ભાશાનું વીઆકરણ જેનું તે રાખીઊં. જમાના ઉપર જમાના ગુજરતાં ભાશામાં નવા બોલો હુમેરાયા, અને જુના બોલો

વપરાસમાંથી નીકલી ગયા, પણ વીઆકરણતો જેનું તે રહીઉં. માટે ભાશાની સગાઈ બોલો ઉપરથી નહી, પણ વીઆકરણના આધારે થાયછે. તુરકી જુબાનમાં ફારસી અને અરબી બોલો ઘણાછે, ને તે છતાં પણ તે એ જુબાનો સાથ સગાઈ ધરાવતી નથી—તે એ જુબાનોથી જુદીજ જુબાનછે. એ જુબાનોનાં વીઆકરણથી તેનું વીઆકરણ જુદુંછે, અને તે તેઓની સાથે મલતી આવતી નથી. તુરકી ભાશા તુરાનીછે, તો ફારસી એરીઅન અને અરબી સેમેટીક ભાશાછે. માટે તેઓના બોલો ઉપર સગપણનો આધાર રહીઓ નથી. અસલ ઈંગરેજી ભાશામાં નારમન તથા ડેનસ લોકોની ભાશાના ઘણા બોલો હુમેરાયાછે, પણ તે એંગલો–સેકસનના વરગમાં મેલવામાં આવેછે; કારણ કે એજ ભાશા ઉપરથી તે નીકલી હતી, અને તેનું વીઆકરણ તે ભાશાને મલતુંછે. એ મુજબ ભાશાઓના વરગો વીઆકરણના કાયદા ઉપરથી કરવામાં આવીઆછે, અને જે ભાશાઓના વેઆકરણના કાયદા એક એકને મલતા હોય તે ભાશાઓને સાથે એક વરગમાં મેલવામાં આવીછે. વીઆકરણ ઉપરથી ભાશાઓના વરગો કેવીરીતે કરવામાં આવેછે, તે સવજાવતાં ભાશણ કરતાએ કહીઉંકે, એમાના એક વરગની ભાશા લઈએ,—જેમકે ચીનાઈ ભાશા. આ ભાશાનું વીઆકરણ એટલુંતો અધુરૂછે કે એક નાહાનું બચું બોલતું હોય તેવી એ ભાશા લાગેછે. જેમકે આપણે ચીનાઈ ભાશામાં કહીએ કે "પેલી ચોપડી લાવ" તો એવા સાધારણ વાકીઅમાંબી અવીઅય તથા વીભકતીની અને તેવીજ બીજી વીઆકરણની રચના એવી કાચી તથા અધુરીછે કે દીકરાનો બાપ અને બાપનો દીકરો થઈ જતાં વાર નહી લાગે. એ ભાશા ઘણી એક પદીછે, અને તેથી કરીને જરા જરાના ફેરમાં અરથ ઘણો બદલાઈ જાયછે. બીજા વરગ તુરાનીની કોઈ ભાશા લઈને જોઈશુ તો તે ભાશામાં બોલબોલનો સમાસ કરેલો દેખાશે. તરીજો વરગ inflective અથવા ગરદાની ભાશાનોછે, જે મધે વીભતીઓનો સમાસ બોલને છેડે કરવામાં આવેછે, એટલેકે બોલોને છેડે હુમેરવામાં અથવા ફેરફાર કરીને વીભકતીઓ સમાવવામાં

આવેછે. ચોથો વરગ ઇંગરેજી ભાશા જેવોછે; જેમાં અવીયય, વીભકતી, અથવા બે શબદો વચે સંબંધ દેખાડનારા શબદો અથવા પરતીઅને છુટોજ રાખવામાં આવેછે. જેમકે master of this house, "યાને ઘરનો ધણી," અહીઆં ગુજરાતીમાં આપણે "ઘર" તથા "ધણી" એ બે શબદો વચે સંબંધ દેખાડવા સારૂ "ઘર" એ શબદને છેડે "નો" પરતીયય હુમેશેએ છઈએ, એમજ ઇંગરેજીમાં તેને વાસતે of એક જુદોજ બોલછે, અને તે છુટોજ વાપરવામાં આવેછે. એ મીસાલે વીઆકરણને કાયદે ભાશાઓના તરણ ચાર જુદા જુદા વરગો કીધાછે, અને જે ભાશાઓના વીઆકરણના કાયદા એક એકને મલતા હોય તેઓને સાથે એક વરગમાં મેલીછે. એ કાયદે ભાશાઓના જે તરણ મુખીઅ વરગો કીધાછે તે તારતારીઅન ઇઆને તુરાની, સેમેટીક યાને સુરીઆનો અને એરીઅન યાને ઇરાનીછે. ભાશાના આ તરણ ભાગને મલતી રીતે તવારીખમાં એવું કેહેવામાં આવીઊછે કે નોવાના તરણ છોકરાઓએ દુનીઆના જુદા જુદા ભાગ ઉપર જઈને વસતી વસાવી તે જુદી જુદી વસતીથી એ ફેર પડીઓ. એનેજ મલતી વાત શાહાનામાં મધે જણાવીછે, કે ફરેદુનના તરણ છોકરા, તુર, સેલમ અને એરચ, એઓમાના પેહેલાએ તુરાન, સેલમે સુરીઆ ઇઆને સામ અને એરચે ઇરાનમાં જઈને પોતાની હાકંમી ચલાવી.

શેઠ ખરશેદજી અહીઆં અને પોતાના ભાશાણના પાછલા ભાગ ઉપર બે તરણ ઠેકાણે બોલીઆ હતા કે ભાશણને આટલો વખત થયા છતાં તેવણને કેહેવાનું ઘણું રહીઊંછે, પણ વખત થોડો રહીઓછે, તેથી તેવણને એ બાબદમાં જેટલું કેહેવાનુંછે તેટલું સરવે કહી શકતા નથી. એ પછી ભાશણ કરતાએ સભામાં નકશા મેલીઆ હતા તેમાના એક તરફ મીજલસીઓનું ધીઆન ખેંચીને કહીઊં કે એમાં પરૂથવીઓના જુદા જુદા ભાગ ઉપર આ તરણ વરગોમાંની જે જે વરગની ભાશા બોલાએછે, તે જુદા જુદા રંગ પાડીને બતાવીઊંછે. જાંહાં રાતો રંગ પાડેલોછે, તે ભાગમાં આવેલા મુલકોમાં ઇરાની વરગની જુબાન બોલા છે; પીળા રંગમાં આવેલા મુલકોમાં તુરાંની, તથા ઘેરા લીલા

રંગમાં આવેલા મુલકોમાં સુરીઆની બોલી બોલાયછે. આ અરબસ્થાન ઉપર જે રંગછે તે ઉપરથી જોવામાં આવશે કે તાંહાં પણ એજ બોલી બોલાયછે. આપણાં હીંદુસથાન તરફ નજર ફેંકશો તો તમુને, નવાઇજેવું જણાશે કે તેના ઉતર તરફના ભાગમાં બધો રાતો રંગછે,—એટલે તાંહાં ઇરાંની વરગની બોલી વપરાયછે; પણ નીચે પીલો રંગછે. એ પીલા રંગમાં આવેલાં માઇસોરના અને બીજા ભાગમાં તીલંગી બોલી જે તુરાની વરગનીછે તે બોલાયછે; તેજ તરફ લીલો રંગ પણછે જે માપલાઓની સુરીઆની ભાશાના વરગની બોલીછે. પણ સામટી રીતે લેતાં હીંદુસથાંનમાં તેમજ ઇરાન અને યુરોપમાં ઇરાની ભાશા બોલાયછે. તુરાની વરગની ભાશા તારતારી અને ચીન તરફ વપરાયછે; સુરીઆની ભાશા યુફ્રેટીસ અને ટાઇગરીસ નદીની વચેના મુલકમાં, તથા અરબસથાનમાં બોલાયછે. યુરોપમાં જે ઠેકાણે રાતો રંગછે તે ઠેકાણાઓમાં સલેવોનીક ભાશા જે આપણી ભાશાને મલતી આવેછે તે બોલાયછે. પીલો રંગ જરમન ભાશા બોલતા મુલક ઉપર આવેલોછે. સકાટલાંડ અને વેલસમાં સેલટીક ભાશા બોલાયછે.

એ પછી ભાશણ કરતાએ કહીઉં કે આ પરમાણે બોલીઓના ભાગ અને વીભાગ થયા. પણ તેના અભીઆસ ઉપરથી જે સાર નીકલેછે તે તેવણ પોતાનાં હવે પછીનાં ભાશણમાં કેહેશે. હાલમાં જે કહીઉંછે તે ઉપરથી એટલું સાબીત થાયછે કે, માણસે પોનાની ભાશા આસતે આસતે પોતાની મેલે ઉપજાવીછે. આદમજાત જેવું પેદા થયું તેવું તે કોઈબી ભાશા એકેદમ બોલવા લાગું હતું નહી, પણ એક જોડાંથી તેઓની વસતી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તેઓ ધીમે ધીમે બોલવા લાગાં અને વખત જતે ભાશા થઇ. આ ઠેકાણે ભાશણ કરતાએ ટાંગેલો એક નાહાનો નકસો દેખાડીઓ અને કહીઉં કે અહીઆં ભાશાઓનું એક જાહાડ પાડેલુંછે. એ જાહાડનું થડ આદમ જાતની અસલ ભાશા બતાવેછે, અને તેમાંથી જે તરણ વરગો નીકલીઆ તે આ ૩ ડાંખલાંથી બતાવીઆંછે. એ તરણ વરગોમાંથી આ જુદી જુદી જુબાનોનાં ઘણાંએક પાંખરાંઓ નીકલીઆંછે; ને આજ શુ-

ધોમાં તેઓ ઘણાં વધી ગયાંછે. બીજો એક નકસો બતાવી ભાશાણ કરતાએ કહીઉં કે એમાં પેટરનાસટરની બંદગી ૨૦૬ બોલીમાં તરજુમો કરી ટાઇપોમાં ગોઠવીછે; પેલી તરફ ૫૫ બોલીનાં ટાઇપ ગોઠવીઆછે. એક મોહોટી ચોપડી બતાવીને કહીઉં કે આમાં બીજી ઘણી એક બોલીઓના ટાઇપો ગોઠવીઆછે. એવી એવી ૮૦૦ બોલી અને તેની ૫૦૦૦ શાખાઓ થઇછે,

શેઠ ખરશેદજીનું ભાશણ, જે સરવે મીજલસીઓ ઘણું ધીઆન દઈ સાંભલતા જણાતા હતા, તે અહીઆં પુરૂં થવા પછી,

સરનશીન શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજી ઉઠીને બોલીઆ કે, ભાઈ ખરશેદજીનાં હવે પછીનાં ભાશણનો દાહાડો ઠેરવીને ખબર સરવે સાહેબોને આપવામાં આવશે. આજે તેવણે આપણને ઘણું રસીલું, સમજણ અને ગનેઆન આપનારૂં ભાશણ આપીઉંછે. પણ તે આપવાને વાસતે ભાઈ ખરશેદજીએ કેટલી બધી મેહેનત કીધી હશે, તથા કેટલી બધી સમજ અને ગનેઆન પોતે મેલવીઉં હશે, કે જેથી તેવણ પાસથી એટલું ગનેઆન આપણે મેલવી શકીઆછે; માટે એવી તેવણની મેહેનતને વાસતે સભા તરફથી હું તેવણનો ઉપકાર માનુંછું. ચાલતા માસની ૧૮ મી તારીખે ડાકટર ખરશેદજી ફરામજી બોરી શરીર વીદીઆ ઉપર પોતાનું ભાશણ આપશે, જે વેલાએ સરવે સાહેબોએ પધારવાની તસદી લેવી. બીજું, જે સાહેબોની આ ગનેઆન પરસારક મંડલીના મેમબર થવાની મરજી હોય તે સાહેબોએ પોતાનું નામ એ એમંડલીના સેકરેટરી ઉપર લખી મોકલવાથી તેઓને મેંબર તરીકે દાખલ કરવામાં આવશે.

સરનશીનનો ઉપકાર માની સભા બરખાસત થઈ હતી.

---

## ભાશણ બીજું.

તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૭૨.

ગનેઆન પરસારક મંડલીની આ મોસમની ચોથીવારની બેઠક તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૭૨ ને સોમવારને દીને, ફ્રામજી કાવસજી ઈનસટીટીઉટના હાલમધે પાછલા પોહોરના સાહાડાપાંચ વાગે થઈ હતી, જે વેલાએ એ મંડલીના સરનશીન શેઠ ખુરશેદજી નોશારવાનજી કામાજીની ગેરહાજરીમાં શેઠ કાવસજી શાપુરજી મેહેતાની દરખાસત ઉપરથી ડાકટર ધીરજરામ દળપતરામે સરનશીનની ખુરશી લીધી હતી.

શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ "બુન ઇશાન દાનેશ અજ જબાન શનાસી" એ બાબદ ઉપરનાં પોતાંનાં ભાશણનો ભાગ શરૂ કરતાં કહીઊં કે, છેલાં ભાશણમાં આપણે તપાસીઊં કે આપણે જે બોલી બોલીએ છઈએ તે ખોદાએની તરફથી તઈઆર મલેલી નથી પણ તે વસતીના વધારા સાથ ધીમે ધીમે બનીછે. આપણે તપાસીઊંછે કે જેમ તે આપણાં મોહડાંમાં ખોદાતાલાએ એકદમ મેલી નથી, તેમ તે તદન આપણે શોધી કાહાડેલીબી નથી; એ બેની વચેના રસતાથી તે ઉતપન થઈછે. અચાનક બોલવાથી અને નકલ કરવાની આપણી શકતીથી અસલ તે કેટલેક દરજજે ઉભી થઈ, અને તે પછી માણસ જાતમાં મેલેલાં અકલનાં ગહુઅરે તેને ધીમે ધીમે ખીલવીને હાલની હાલતમાં મેલીછે. એ પરમાણે જોતાં જેમ તે એકલી ખુદરતી નથી, તેમ એકલી આપણી શોધથી પણ બનેલી નથી,–પણ એ બેહુના મેલાપથી બનીછે. વીઆકરણને કાયદે તેના ભાગ કરીને આપણે જોયુંછે કે જુદે જુદે વખતે તેની હાલત કેવી હતી. આપણે જોયુંછે કે એક બચું પેહેલવેહેલું બોલવા શીખે, ને બે નામોસાથે મેલીને એકને વીશેશણ તરીકે વાપરવા જાએ, એમ એ જબાન તેના બચગીના વખતમાં એકપદી હતી, જે પરમાણે હાલ ચીનાઓ બોલેછે. એ પછી તે કેટલોક જમાનો ચાલીઆ પછી તેમાં બીજો શુધારો એ થયો, કે નામોને જોડીને અથવા તેઓનો

સમાસ કરીને બીજો શબ્દ કાહાડવામાં આવીઓ. આવી હાલતમાં આવેલી ભાશાને આપણે બીજા વરગમાં મેલીછે. તેપછી તરીજા વરગની હાલતમાં, હરેક ચીજનો બીજી ચીજ સાતે સંબંધ દેખાડવા તે ચીજ દેખાડનારા શબ્દોને છેડે આપણે પરતીયયો મેલેલા જોઈએછે. પણ ચોથા વરગમાં આવીઆ પછી એમાં પણ ફેરફાર થઈ, બે શબ્દો વચે સંબંધ દેખાડનારા બીજા જુદાજ શબ્દો વાપરવામાં આવીઆછે. જે મીસાલે એક નાહાના છોડ ઉપરથી એક દરખત ઉગે અને જેમ તે મોહોટું થતું જાય તેમ એકકી ડાંખલી નાખતું અથવા બાહાર કાહાડતું જાએ તે મીસાલે માણસ જાતની વસતી વધતી ગઈ, તેમ તેમ તે પોતામાંથી એકકા ટોલાને બાહાર મોકલતી ગઈ, અને વસતીની સાથે વધતી જુબાનની પણ એકકી ડાંખલી તે છુટા પડતા ટોલાની સાથે જતી ગઈ. માણસ જાતની ભાશા તેના ઘણા અસલના જમાનામાં બચગીમાંથી વધીને કેટલીક ચોકસ હાલત જેને આપણે ૧ લો વરગ ગણીઓછે, તે વરગની હાલતે આવીઆ પછી આ વસતીમાંથી માણસોનો એક ટોલો છુટો પડીઓ, જેઓની ઓલાદ હાલના ચીનાઓછે. એ ચીનાઓ છુટા પડીઆ પછી કેટલોક જમાનો ગુજરીઓ, અને અસલ વસતીની જુબાન કેટલેક દરજે સુધરીને જાહારે બીજા વરગની હાલતમાં આવી તાહારે મોગલો છુટા પડીઆ. મોગલો એટલે અસલી ઈરાનીઓની ઓલાદથી ઉતરેલા ઈરાનના હાલના રેહેવાસીઓ નહી પણ તારતારી તથા તુરાની લોકો. એ પછી પણ કેટલોક વખત ગુજરવાબાદ માણસ જાતની વસતીનાં મોહોટાં દરખતની ભાશા જાહારે તરીજા વરગની હાલતે પુગી તાહારે સેમેટીક તથા એરીઅન લોકો છુટા પડીઆ. એ પછી તે જુબાન ચોથા વગરની હાલતે પુગી, જે એરીઅન લોકોના નબીરાઓ હાલમાં બોલેછે. આ પરમાણે જોતાં જાણે એક નદીનાં પોહોલાં મોહોડાં તરફથી આગલ વધીએ, ને તેમાંથી બીજી શાખાઓ નીકલતી નજરે પડેછે, તેમ આ અસલ એકજ ભાશાનાં મુલમાંથી ભાશાઓની જુદી જુદી શાખાઓ નીકલીછે.

હવે આ મુજબ બનવાથી થયું એવું કે, ભાશા જાહારે તેની પેહેલા વરગની હાલતમાં આવીને ચીનાઓ છુટા પડીઆ, તે વખતે તેઓ જે પોતાની સાથે ભાશા લઈગિયા તેમાં, અસલ ભાશામાં પાછ- લથી થયલા શુધારાનો તેઓને લાભ મલીઓ નહી, અને તેથી તેઓની ભાશા આપણે સઘલી એકપદી જોઈએ છેઈએ. તેઓએ પોતાની ભાશામાં કાંઈ સેહેજ ફેરફાર કીધો હોય, પણ અસલ મથ- કની ભાશા પાછલથી જે બીજી તરણ હાલતે પુગી, તે હાલનો કશો લાભ તેઓને મલીઓ નહી. તેમજ બીજા વરગની હાલતે પુગા પછી તેટલે સુધી સુધારેલી ભાશા લઈને તારતારી લોકોનો ટોલો નીક- લીઓ, તેઓ પેહેલા અને બીજા વરગની હાલતનો લાભ લઈને ગયા; પણ અસલ ભાશામાં પાછલથી બીજા બે વરગની હાલતનો જે ફેર- ફાર થયો તેના લાભથી તેઓની ભાશા કમનસીબ રહી ગઈ, જેથી તેઓની ભાશા એકપદી તથા બહુપદી માતર રહીછે. પાછલથી થયલા સુધારાથી ગરદાન અથવા પરતીયયો અને અવીયયો વપરાયા તે પેહેલા તથા બીજા વરગની એટલે ચીનાઓની અને તારતારી લોકોની ભાશામાં બોલકુલ જોવામાં આવતા નથી. તેમજ વલી ભાશા તરીજા વરગની હાલત ઉપર આવી તાહારે સેમેટીક તથા એરીઅન લોકો છુટા પડીઆ, જેથી સેમેટીક તથા એરીઅન ટોલાની જુની ભાશાઓમાં એકપદી તથા જોડપદી શબદો તથા ગરદાન જોવામાં આવેછે, અને એરીઅન ભાશામાં પાછલથી અવીયયો વાપરવાનો ફેરફાર થએઓછે. આ ઉપરથી જોવામાં આવશે કે એરીઅન ભાશા- માંથી નીકલેલી આગલી ભાશાઓ મધે આગલા તરણડે વરગના ફેરફાર અને શુધારાનો લાભ જલવાઈ રહીઓછે. તેમાં જેમ એકપદી અને જોડપદી શબદોછે, તેમજ શબદો વચે ફેરફાર દેખાડવાને વાસતે ગરદાન અથવા પરતીયયો, અને સરવેથી છેલે થયલા ફેરફાર પરમાણે પાછલી એરીઅન ભાશાઓમાં આવીયયો પણ વાપરવામાં આવેછે. જે જે વખતમાં જેઓ છુટા પડીઆ તે તે વખતમાં થયલા શુધારાનો લાભ તેઓ લઈ ગયા, પણ જેઓ છેલા રહીઆ તેઓને સરવે ફેરફા-

રનો લાભ મલીઓ હતો, અને સઘલા ફેરફારો તેઓની જુબાનમાં જલવાઈ રહીઆછે. જેમકે This house of wood એમધે house અને wood એ બે સબદો વચે સંબંધ દેખાડવાને વાસતે એક જુદોજ સબદ of મેલીએ છઈએ. છુટા અવીયય વાપરવાનો આ દાખલોછે. પણ Juris prudence આ બે શબદો વચેનો સંબંધ આગલા શબદને છેડે મેલાયલા પ્રત્યયથીજ દેખાડવામાં આવેછે. અસલ બોલ Jus છે, પણ તેને સષ્ટી વીભકતી લગાડીને નું કરવાને વાસતે છેડામાંજ ફેરફાર કરી Juris કરવામાં આવેછે. આ એરીઅન જુબાનનો કાયદોછે. પણ મોગલાઈ વખતનો કાયદો પણ આપણી ભાશામાંછે. જેમકે Landlord. આ મધે land (જમીન) અને lord (ધણી)એ બે શબદોછે, પણ તેઓનો સમાસ કરીને એક બોલ હોય તેમ landlord (જમીન અથવા ઘરનો ધણી) કરી નાખવામાં આવીઊછે. તેમજ ચીનાઓની માફકની એકપદી ભાશાના કેટલાક દાખલા પણ આપણી ભાશામાં જળવાઈ રહીઆછે. જેમકે, race horse આ બે શબદો વચે સંબંધ દેખાડવાને વાસતે વચમાં કાંઈ અવીયય નથી, કે નથી કોઈ પરતીયય, તોપણ આપણે સરતનો ઘોડો એમ સમજીએ છઈએ; તેમજ એ બે શબદોને ઉથલાવો નાખીઆથી horse race એટલે ઘોડાની સરત એમ સમજીએ છઈએ. જે વખતે ચીનાઓ છુટા પડીઆ તે વખતે ભાશા આવી એકપદી હતી, એને તેમાં તેઓએ કેટલો ફેરફાર કીધો હશે તોપણ તેની વીઆકરણની રચના આગલના જેવીજ અધુરી રહીછે, તથા તેઓ નીકલી ગયાપછી જે શુધારો થયો તેનો કશો લાભ તેઓને મલીઓ નહી. ઇંગરેજી તથા ગુજરાતી જુબાન અસલ જે એક એરીઅન જુબાન બોલાતી હતી તેમાંથીજ નીકલીછે, અને અગર અતોઆર શુધીમાં એ બંનેમાં એટલો તો ફેર આવી ગયોછે કે તે એક એકને સમજાતી નથી, તોપણ તેઓની વીઆકરણની રચના એક તરેહનીજ રહીછે. વીઆકરણી રચના એકજ રીતની રેહેતાં શબદોમાં જે મોહોટો ફેર પડીઓછે તે અસલ સરવે સાથે રહીને એકજ એરીઅન ભાશા બોલવા પછી છુટા પડીઆ

બાદ કોઈ મોહોટી મુદત ગુજરવે પડીઓ હશે, એમ તરત વીચારવામાં આવેછે.

આ કાયદે જોતાં માણસની અસલ વસતીના મુલકમાંથી પેહેલે ચીનાઓ તથા મોગલો બાહાર પડીઆ; તે પછી શામ દેસના સેમેટીક લોકો છુટા પડીઆ, અને છેલે ઈરાની ટોલો વીખરાયો. આ છેલો ટોલો કાહારે બાહાર પડીને વીખરાયો તે વીશે વંદીદાદની ૧ લી પરગરદમાં લખેછે. તેમધે ગઈઓમરદ જેને પારસીઓ પોતાના ટોલાનો બાપ ગણેછે તેને વાસતે ઈસારો કીધોછે, તથા બીજા તરણ ચાર લોકોની બીના તે મધે આવેલીછે. એ પછી શાહાનામાં મધે આપણે વાંચીએ છઈએ કે ફરેદુનના તરણ છોકરાઓ મધેથી શેલમે શામના મુલકમાં જઈને, તુરે તુરાન અને એરચે ઈરાનમાં રહીને વસતી વસાવી હતી. જુબાનની ગોઠવણ અને તેના વરગો ઉપરથી માણસના ટોલા છુટા પાડવાની બાબદ આપણે જોઈ, તેનેજ મલતી રીતે પુસતકેમાંથી પણ તે પરમાણેના એસારા મલેછે.

હવે આ ઈરાની ટોલો છુટો પડીને જમીનના જુદા જુદા ભાગ ઉપર વીખરાઈ ગયો, તે આગલ કાંહાં રેહેતો હતો, તેને વાસતે આપણા અવસતાનાં પુસતકો મધે જણાવેછે કે તેઓનો અસલ મુલક ઈરાનવેજ હતો. ઈરાનવેજ એટલે કે ઈરાની ટોલાના સરવે લોકના વડાઓ જે મુલકમાં રેહેતા તે મુલક,—જે અસલ મુલ જે મધે એ ટોલાની અસલ વસતી હતી ને જેમાંથી તે બાહેર પંથરાઈ તે મુલ. એ મુલક કહે ઠેકાણે હતો તે વીશે પારસી, યાહુદી, હીંદુઓ ને કરીસચીયનોનાં ધરમ પુસતકો, ઉપરથી માલમ પડેછે કે તે મધીઅ એશીઆમાં હતો. એ શીવાએની બીજી શોધો જેવીકે એ ટોલામાંથી નીકલેલા જુદા જુદા ટોલાના માણસોના ચેહેરા, તેઓની રીતભાંત, તથા બીજી હવાઈ બાબદોને લગતી તપાસ કરીને, વીદવાનો એ ટોલાની અસલ વસતી મધીઅ એશીઆમાંજ મેલેછે. બધાઓના કોલ એ મુલક ઉતર તરફના દેશોમાં આવેલો બતાવેછે. હીંદુઓ માનેછે કે હમારૂં બેહેસત ઉતર તરફ છે. વલી યુરોપીઅન લોકોમાં ચાલતી દંતકથાઓમાં આગલા રાજા પાદ-

શાહોનો મુલક ઉતર તરફ જણાવેછે. આપણી પોતાની કીતાબોમા પણ એવું આવીઊછે કે એ અસલ મુલકમાં ૧૦ મહીના સરદી તથા ફકત બે મહીના ગરમીની મોસમ હતી, જેથી તે કોઈ ઉતરના ભાગમાં હોવો જોઈએ. માઉનટસટુઅરટ એલફીનસટન, બરનસ, વગેરે ગરહસથો જેઓ મધીઅ એશીઆમાં મુસાફરી કરી આવીઆછે, તેઓ જણાવી ગયાછે, કે ઈંદુકુશના પાહાડો ઉપર આવેલા આમરકંદ તથા ખોતંદના મુલકમાં એવી હવાછે કે જાંહાં ૧૦ મહીના સરદી તથા ૨ મહીના ગરમી રેહેછે. આપણા પારસીઓમાં પણ થોડાએક વરસની વાત ઉપર બુમ ઉડી હતી, તથા તે ઘણાઓને યાદ હશે કે બલુરતાગના પાહાડો તરફ ખતાઉ ખુતનમાં હજુર શુધી જરથોસતી ટોલાની એક મોહોટી સંખીઆ રેહેતી માલમ પડીછે, અને એ વાત ફેલાયા ઉપરથી તે વખતે મોહોટી ચકચાર ચાલી રહી હતી, તથા તેઓની શોધને વાસતે માણસો મોકલવાની વાત થતી હતી. એ સરવે બાબદો ઉપરથી જોતાં ઈરાનવેજ યાને ઈરાની ટોલાનું અસલ મુલ મથક ૩૬° થી ૪૦° ઉતર અક્ષાંસ તથા ૮૬° થી ૯૦° પુરવ રેશાંસના દરજામાં મેલવામાં આવેછે. એ જગા ઘણી ઊંચાણમાં આવેલીછે, તથા તે ઉપરથી ચો તરફ નદીઓ વેહેછે. એ જગાની ઈસાનખુણે બલુરતાગ તથા મુસતાતાગના પાહાડો આવેલાછે, જે અલબુરજને નામે આપણા ધરમ તથા તવારીખનાં પુસ્તકોમાં ઘણે ઠેકાણે લખાયલાછે. બાલુર તાગમાંથી અમુ અથવા આકસસ અને જેકજારટસ નદીઓ આરલ સરવોવરમાં વેહેછે. એજ પાહાડમાંથી ઈનડસ અથવા સીંધુ નદી દક્ષીણ તરફ વેહેછે. એજ લતા તરફના પાહાડો ઉપરથી નીકલીને પુરવ તરફ ચીનદેશમાં અને ઉતર તરફ સીબીરીઆમાં મોહોટી મોહોટી નદીઓ વેહેછે. એને મલતું આપણાં પુસતકો મધે જણાવેછે કે ઈરાનવેજમાંથી ચાર નદીઓ નીકલીને વેહેતી હતીઓ.

ઈરાનવેજમાં વસનારા પોતાને આરીય કેહેતા હતા; હીંદુઓપણ અસલ આરીઅ કેહેવાતા હતા, અને તેઓ પોતાના મુલકને આરીઅ વરત કરી કેહેતા હતા. હાલમાં જે તેઓ હીંદુ કેહેવાયછે, તે "હીંદુ" બોલ

મોગલ લોકોનોછે; જે તેઓએ એ દેશ ઉપર જીહીત કીધાપછી આપેલો જણાયછે. ભરતખંડ એ બોલ હીંદુઓનો પોતાનોછે. વંદીદાદમાં તેમજ વેદમાં આર્ય બોલ ઈરાની ટોલાના અસલ મથકને વાસતે આવેલોછે. જેનીસીસમાં પણ ઈરાનનું નામ આવેલુંછે, જેને વાસતે "ઈલામ" કરી લખેલુંછે. વદીદાદમાં ઈરાનવેજની વસતીને વાસતે એવી રીતનો ઈસારો આવેલોછે કે, એ ઠેકાણે વસતી ધીમેધીમે એટલીતો વધી ગઈ કે, તેને વાસતે બીજા મુલકો પેદા કીધેલા નહી હતે ને તે મુલકો તરફ થોડી થોડી વસતી નીકલી નહી જતે તો, આ એક ઠેકાણે એટલી બધીતો થતે કે તે ઉભાઈ જતે. ઈરાનવેજ શુધાં જે જે જગાઓએ વસતી ખાલી થતી ગઈ તેવી સોલ જગાઓનાં નામ વંદીદાદમાં આવેલાંછે. તેમાં પેહેલાં ઈરાનવેજથી નીકલીને એક ટોલો સોગદીઆના જેને હાલમાં સમરકંદ કરી કેહેછે તાંહાં આવીને વસીઓ. વલી વસતીનો વધારો થયો અને એક બીજો ટોલો મોઉરૂ અથવા મરવ તરફ જઈ વસીઓ. એ પછી બાખધી અથવા બલખ, તે પછી નીસધ અથવા નીસાપુર; હરોઈઉ અથવા હેરાત; અને વેહેરકાન અથવા હીરકેનીઆ, એ ઠેકાણાઓમાં જુદા જુદા ટોલાઓ વીખરાયા. અહીઆં આવેલી વસતી કાસપીઅન સમુદરને લગતી જગાઓ ઉપર ફેલાઈને, એલબીઅન થઈને બલાક સી અથવા કાલા સમુદર વેર આવી. આ સમુદર આગલથી ડાનીઉબ નદી ઉપર થઈને યુરોપખંડમા પંથરાઈ અને વધતાં વધતાં છેક આયરલાંડ સુધી આવી પુગી. આ પરમાણે આદમ જાતની વસતી જે જે જગાઓ ઉપર ફેલાતી ગઈ તે તે ઠેકાણાંઓમાંનાં કેટલાંકનાં નામ પોતાનાં આગલાં વતન ઉપરથી આપવા લાગી. હાલ આપણે જેમ જોઈયે છઈએકે યુરોપખંડમાથી જઈને જે લોકો અમેરીકામાં વસીઆછે, તેઓએ અમેરીકામાંનાં કેટલાંક શેહેરોનાં નામ પોતાના આગલાં વતન ઉપરથી આપીઆંછે, તેમ આ ઈરાની ટોલાએ પણ કીધેલું માલમ પડેછે. કાકેસસ પરવતો ઉપર આવેલી એક જગાનું નામ "આઈરન" આપેલુંછે, જે ઈરાન ઉપરથી લીધેલું દેખાયછે. તેમજ યુરોપખંડના એક ખુણામાં જઈને વસેલા ટોલાએ પોતાના

નવા દેશને આયરલાંડ નામ આપીઊંછે જેનો અરથ "આરીઅ લોકોની જગા" એવો થાયછે. આયરલાંડનું નામ એ મુલકમાં આરીઅ લોકો જઈને વસીઆ અને તેઓએ પોતાના નામ ઉપરથી એ દેશને આપીઊંછે, એવાત હાલમાં જબાનસનાશીની વીદીઆ ઉપરથી નવી માલમ પડીછે. આ પરમાણે મરવથી નીકલેલો અસલ ઈરાનીઓનો સેલટીક ટોલો આસતે આસતે આખા યુરોપમાં ફેલાઈ વલીઓ, અને તેઓએ પોતાનાં આગલાં વતનોનાં નામ ઉપરથી યુરોપખંડની ચાર પાચ જગાઓને નામ આપેલાં અતીઆર સુધીમાં માલમ પડીઆંછે. હાઈબિરનીઆ એ પણ ઈરાન ઉપરથીજ નીકલેલોછે. કાકેસસ પરવત ઉપર આઈબીરીઆ નામની જગાછે, અને એજ નામની જગા સપેન દેશમાં પણછે. એ બોલોનો અરથ ઈરાન દેશ કરીને થાયછે, જે ઉપ-રથી સાફ માલમ પડેછેકે અસલી ઈરાન વતનના કોઈ ટોલાએ સપેનમાં વસીને એ જગાને આ નામ આપેલું હોવું જોઈએ. સેલટીક લોકો પછી ગ્રીઆરગ્રીઅનસ લોકો આરમીનીઆના પાહાડોમાંથી નીક-લીઆ. તેઓ પછી જરમન લોકો આકસસ નદીને કીનારે કીનારે આગલ વધતા સીથીઆમાં આવીઆ. પછી ગરીક તથા લાટીન લોકો બલાક સી તરફ ઉતરીને રાહીન નદીને મારગે બાલટીક સમુદર સુધી પુગા. લુથુએનીઅન લોકો સરવેથી પછાત રહેલા જણાયછે. આ લોકો જેઓ હાલના રશીઅન લોકોછે, તેઓની બોલી અને સંસકરીત ઘણી મલતી આવેછે. લીથીઉએનીઅન ભાશા અસલમાં પરૂશીઆ Prussia માં બોલાતી હતી. આને વાસતે પરોફેસર માકસમુલર કેહેછે કે જો એક લીથીઉએનીઅન ખેડુત અને સંસકરીત જાણનાર હીંદુ બરા-મણને સાથે મેલીઆ હોયતો તેઓ કોઈની મદદ વગર પોત પોતાની ભાશાથીજ ઉપર તલેની મતલબ જોગ વાતચીત કરી શકે.

ઈરાની ટોલો આ પરમાણે જુદે જુંદે ઠેકાણે વીખરાવાને લગતી હકી-કત આપીઆ પછી ભાશણ કરતાએ જણાવીઊંકે હાલના જમાનામાં એક દેશમાંથી બીજા દેશમાં જવાને માણસોની મોહોટી સંખીઆ નીક-લેછે તાહરે આગલા દેશમાંથી વસતી ઘણો ખાલી થઈ જાયછે. પણ

આગલા વખતમાં એવું નહી હતું. હાલમાં રેલવે અને આગબોટની મારફતે એક દેશમાંથી નીકલીને ચાહેતેટલાં માણસો ઘણા દુરના ભાગના મુલકમાં એકદમ જઇને વસી સકેછે, પણ આગલા જમાનામા તેમ બનતું નહી હતું. જે ઠેકાણે હાલમાં રેલવે નથી તે ઠેકાણે હાલના વખતમાંબી લાંબી મુસાફરી કરતાં ઘણા દાહાડા લાગેછે. એનો તાજો દાખલો ઇરાની જરથોસતીઓનોછે. તેઓને ઇરાનના માહેલા ભાગમાંથી ફકત દરીઆનાં એક બંદર ઉપર આવતાં, એટલા નાહાના કટકાની મુસાફરી કરતાં ૪૦ થી ૫૦ દાહાડા લાગેછે. તાહરે અસલના જમાનામાં ઇરાન વેજમાંથી વસતી આસપાસ દુનીઆમાં ફેલાઇ, અને એકકો ટોલો બાહાર પડીઓ, તે એકેદમ દુરની જગાએ જઇને વસીઓ એમ સમજવું નહી. જે ટોલો આયરલાંડ જઇને વસીઓછે, તે છેક પાધરો તાંહાં જવાને વાસતે નીકલીઓ હતો નહી, અથવા હેઠ તાંહાં જઇનેજ અટકીઓતો નહી. અસલમાં માણસ જાતની વસતીનો ફેલાવો કેવીરીતે થયો, તેનો શેઠ ખુરશેદજીએ એમ ખુલાસો કીધો કે જાહારે એક ઠેકાણે માણસની વસતી ઘણી વધી ગઇ, ધંધો રોજગાર કરવાનો વગ રહીઓ નહી, અને એક બાપના મોહોટા એકાદ બે દીકરાઓએ ખેતરો વેહેંચી લેવા બાદ બીજા છોકરાઓએ ખેડી ખાવાને કોઇ ફાલતુ જમીન નહી રહી, તાહારે તેવાઓ થોડાએક માઇલને છેટે એક બીજી જગા ઉપર વસીઆ અને તેઓને જોઇને તેઓની હાલતને મલતા બીજાઓ પણ તેઓની પાસે આવીને વસીઆ. અહીઆં થોડી ઉપરથી ઘણી વસતી થઇ, અને ઘણી ઉપરથી એટલીતો ગીચ થઇ કે તાંહાંથી પણ નીકલીને બીજે ઠેકાણે વસવાની કેટલાકોને જરૂર પડી. આ મુજબ એક પછી એક ગામો અને શેહેરો અને મુલકો વસતાં વસતાં વસતી ફેલાઇ, અને આગલા મથકથી નીકલીને ઘણાં દુરને મથકે આવતાં ઘણા જનમારા લાગા હશે. આપણ પારસીઓને ઇરાન છોડી હીંદુસથાનમાં આવીઆને ૧૦૦૦ ઉપર વરસ થયાંછે, અને જેમ આપણે આવીને પેહેલાં સંજાણ, ખંબાત, નવસારી, સુરત વગેરે એક પછી એક જગાએ વસીઆની વાત સાંભલીએ છેઇએ તેમ આગલા જમા-

નાની વસતીનો પણ ફેલાવો થયો હતો. ઈરાનમાંથી સેલટીક ટોલો નીકલીને તેનો વેલો છેક આયરલાંડ સુધી આવી પુગો, તેને ૧૦૦૦ વરસની મુદત લાગી હશે એવી અટકલ ભાશણ કરતાએ કરી હતી. ઈરાની ટોલામાંથી સરવેથી પેહેલાં સેલટ લોકો અને સરવેથી છેલા હીંદુ લોકો છુટા પડીઆ. આ હીંદુઓને અને ઈરાનીઓને છુટા પડીઆને આજ કમમાંકમ ૩૦૦૦ થી ૩૫૦૦ વરસ થયાં હશે; તેની ૧૦૦૦ વરસ આગમચ સેલટ લોકો છુટા પડીઆ, તો એરીઅન લોકોમાંથી પેહેલો ટોલો સેલટ લોકોનો છુટો પડવાને આજ ૪૦૦૦ થી ૪૫૦૦ વરસની મુદત થવી જોઈએ. પણ હવે સેલટ જુબાન અને સનસકરૂત જુબાન વચે જેટલો ફરકછે, તે કરતાં સેમેટીક અને તુરાની ભાશાઓ અને એરીઅન ભાશાઓ વચે ઘણો વધારે તફાવતછે તાહારે, ઈરાની ટોલામાંથી સેલટીક ટોલો છુટો પડીઆની કેટલાં હજારો વરસ અગાઉથી તુરાની ટોલો છુટો પડોઓ હશે તેનો વીચાર કરતાં અકલ ગુમ થઈ જાયછે. કેટલાકોનો એવો વીચાર છે કે જરતોસતી તથા હીંદુઓના ટોલા છુટા પડવાનો સબબ માતર ધરમછે. જો ધરમથીજ તેઓ છુટા પડીઆ હોય, તો તેને આજ ઓછામો ઓછા ૩૦૦૦ થી ૩૫૦૦ વરસ તો થવાં જોઈએ. ગુજરાતી અને મરાઠી ભાશાઓ, જેઓ સંસકરૂત ભાશામાંથી નીકલીઓછે, તેઓ વચે જેટલો સંબંધછે, તેટલો બધો સંબંધ જંદ અને સંસકરૂત વચે નથી, અને સંસકરૂતમાંથી મરાઠી અને ગુજરાતીને છુટી પડીઆને આજે એક લાંબી મુદત ગુજરીછે, તો સંસકરૂત અને જંદ ભાશા, એ બેને છુટી પડતાં ઘણી લાંબી મુદત ગુજરવી જોઈએ, જે ભાશણ કરતાએ આસરે ૩૦૦૦ થી ૩૫૦૦ વરસની જણાવી હતી. એ કેઆસે જોતાં એરીઅન ટોલાનો પેહેલો કાફલો ૪૪૫૦ વરસની વાત ઉપર છુટો પડવો જોઈએ. જબાનસનાશીનો એજ કાયદોછે કે એરીઅન ટોલાની હાલની જાણીતી જુદી જુદી ભાશાઓને સરખાવી જોવી, અને તેઓમાં કેટલો અને કેવી રીતે ફેર પડીઓ તે તપાસવું. હાલની ઈંગરેજી ભાશા અને હાલની ગુજરાતી ભાશા, એ બંનેને ઉપર મુજબ તપાસતાં તેઓ

વચ્ચે ઘણો સંબંધ અને મલતાપણું જોવામાં આવેછે; ને જો એટલી મલતી આવતી ભાશાઓને છુટી પડીઆને આજે ૪૫૦૦ વરસ થયાં, તો એરીઅન ટોલા શીવાએ કોઈ બીજા ટોલાની ભાશા લઈએ, જેમકે સેમેટીક, તો એ ૪૫૦૦ વરસની અગાઉ એરીઅન અને સેમેટીક ભાશાઓને છુટા પડીઆને બીજાં કેટલા હજાર વરસ ગુજરીઆં હશે. પેહેલા ઈરાની ટોલાને છુટો પડીઆને કોઈ ઘણી લાંબી મુદત ગુજરીછે, એવું દસાતીરનાં લખાણ ઉપરથી પણ માલમ પડેછે.

હવે જે લોકો જબાનસનાશીને કાયદે શોધો કરેછે તેઓ એક ભાશાનો એક બોલ લેયછે, જેમકે tumbler, અને તેજ ચીજને વાસતેના જુદી જુદી ભાશાઓના બોલો સોધી કાહાડી તેઓ વચે સરખામણી કરેછે, તથા જોયછે કે તેઓ કોઈ અસલ એકજ બોલ ઉપરથી નીકલીઆ છે કે નહી, અથવા તેઓ વચે કોઈ રીતનો સંબંધ છે કે નહી. જુદી જુદી ભાશાના બોલો લઈને એ મુજબ તેઓ ઉપર ભાશાની સગાઈના કાયદા લાગુ પાડી તેઓ તપાસેછે કે આગલ ભાશા કહી બોલાતી હતી. સરવે આદમજાત સાથે વસતા હતા અને એક બોલી બોલતા હતા, તે વખતે તે બોલી કહી હતી, તે આપણે જાણતા નથી; તે વખતની સરવે આદમજાતની પેહેલી બોલી કાંઈ ગરીક નહી હતી, લાટીન નહી હતી, સંસકરૂત કે જંદબી નહી હતી. પેહેલાં યુરોપીઅન વીદવાનોનો એવો વીચાર હતો કે સરવથી પેહેલાંની હીબરૂ ભાશા હતી, અને તેમાંથી બીજી સરવે ભાશાઓ નીકલીછે. પાછલથી જાહારે સંસકરૂત ભાશાનો અભીઆસ ચાલીઓ, અને તેની તથા લાટીન અને ગરીક વચે સંબંધ જણાયો તાહારે તે વખતે વીદવાનોનો એ વીચાર ફરીઓ, ને એમ ધારવા લાગા કે સરવેની માતા એ સંસકરૂત જુબાનછે. પણ જેમ જેમ જબાનસનાશી વીદીઆનો અભીઆસ આગલ વધતો ગયો તેમ તેમ વધારે ને વધારે મજબુતીથી માલમ પડતું ગયું કે, એ સરવે જબાનો એક માતા કે જેને આપણે જોઈ નથી તેની દીકરીઓ માતરછે. તે અસલ માતા કોણ હતી,

તે આજે આપણે જાણતા નથી, પણ આપણી જબાનસનાસીની વીદી-આનાં જોરે તેને ઉભી કરી શકીએ છઇએ અને એટલું જાણીએ છઇએ કે આ સઘલી જુબાનો તે માતાને પેટે અવતરેલી દીકરીઓ છે, અને તેઓ એક એક સાથે બેહેનપણાની સગાઈ ધરાવેછે. એક માતાઓની દીકરીઓ તરીકે તેઓનું ડોલ એકએકને મલતું અને એક સરખુંછે, તોપણ તેઓમાં એટલો ફેરછે કે તેથી તેઓ એક બીજાથી તરત ઓલખાઈ આવેછે.

એ પછી ભાશણ કરતાએ ભાશાઓના શબદોના ઉચારના અક્ષરો લઈને તે ઉપરથી કેટલોક ખુલાસો કીધો, તથા જણાવીઊં કે મુલાક્ષરો માના મુખીઅ જે અક્ષરોછે, તેઓ પાંચ સથાનનાછે, યાને મોહોડાંના જુદા જુદા ભાગોમાંથી તેઓના ઉચાર નીકલેછે. એ પાંચ સથાનો આ પરમાણેછે—કંઠસ્થાન, ટાલુસ્થાન, મુરધસ્થાન, દંતસ્થાન, અને ઓશસ્થાન; કોઈવાર નાસીકસ્થાન એ મધે ઉમેરવામાં આવેછે. અખશરોનો ઉચાર કાહાડતી વખતે મોહોડાંના જે મુખીઅ ભાગનું કામ પડેછે તે પરમાણે એ વરગો કરવામાં આવીઆછે. જેમકે **ક, ગ,** એ અક્ષરો કંઠસથાનનાછે, એટલે તેઓનો ઉચાર ઘાંટાંમાંથી નીકલેછે, તેમ **ત, થ,** જેવા સવરોનો ઉચાર દાંતની મુખીઅ મદદથી થાયછે. હવે જેમ જબાનસનાશો પોતાની શોધ આગલના જમાનાની જુબાન ઉપર લઈ જાયછે તેમ તેઓને માલમ પડેછે કે આ સરવે સથાનોના અખશરો આગલ હતા નહી. આગલ કેટલાક કમી હતા, તેમ વલી એક સથાનના હાલના સરવે અક્ષરોછે તેટલા પણ આગલ બધા નહી હતા. જેમકે **ક** ની સાથે **હ** મલીઆથી પાછલથી **ખ** થયો હતો; તેમ **પ** ની સાથે **હ** મલીઆથી **ફ** થયો હતો. એ પરમાણેના કેટલાક અખશરો જાતી તથા અસલી નથી, પણ પાછલથી બીજા અખશરોનો મેલાપ થવાથી થયાછે. એ મુજબ સંસકરૂતમાં અસલ અખશરો **ક, ખ, ચ, શ, પ, ગ, જ** એઓ હતા; જંદમાં **ક, ચ, સ, પ, ગ, જ, જ઼, જ઼**; ગરીકમાં **ક, ગ, પ, ત, ગ, બ**; લાટીનમાં **ક, ગ, વ**; અને ગાથીકમાં **હ, ગ, ફ, ક** હતા.

એરીઅન ટોલાની સઉથી જુનો ભાશા જે જંદ તેનાં આપણી પાસ જોઈએ એટલાં પુસતક મલતાં નથી. સેલટીક પણ ઘણી પુરાણી ભાશાછે, પણ એ ભાશાનાંબી કશાં પુસતકો રહીઆં નથી. પણ વેદો એટલા તો પુખત અને જલવાઈ રહેલાછે કે, તેમાં વાપરેલી સંસકરીત ભાશા ઉપર તપાસ ચલાવી તે મધેથી માણસજાતની આગલી હાલતની કેટલીક તવારીખ શોધી કાહાડી શકીએ છે. હાલ સુધીમાં જબાનસનાશો જે કરી શકેછે તે એટલું છે કે એરીઅન ટોલાની જુદી જુદી ભાશાઓની સરખામણી કરીને તે ઉપરથી, એરીઅન ટોલો છુટો પડવા માંડીઓ તે વખતે આદમજાતની હાલત કેવી હતી, તે વીશેની શોધ કરી શકેછે. પણ સેમેટીક ટોલાની કોઇ ભાશા સાથે એરીઅન ટોલાની ભાશાની સરખામણી મુકરર થઈ શકતી નથી. કેટલાક પંડીતો એમ કરવાનાં કાંમમાં ગુતાએલાછે પણ તેમાંથી કાંઈં મુકરર થઈ શકતું નથી. એ ઉપરથી જોવામાં આવશે કે આદમજાતની અસલ હાલતની તવારીખ ઉપજાવી કાહાડવાની તજવીજમાં આપણી શોધ, એરીઅન ટોલો છુટો પડીઓ તે વખતવેર, એટલે આજ અગાઉ આસરે ૪૫૦૦ વરસની વાતવેર જઈ શકેછે; આપણા હાત એથી વધારે દરાજ પુગી શકતા નથી. જાહારે એરીઅન અને સેમેટીક ટોલાની ભાશાઓનો મુકાબલો કરવાની હાલતે આવી પુગશું તાહારે આગળ ૪૫૦૦ વરસ અગાઉના જમાનાવેર આપણી શોધ પુગી શકશે; પણ તેટલે હાલમાં તો એરીઅન જબાનોનો મુકાબલો કરી ૪૫૦૦ વરસવેરના જમાનાની તવારીખ શોધવાની કોશેસ કરવાનો ફ્રકો રાખી શકાએછે, અને એટલુંજ મુસતકીમ ગણાયછે. જબાનસનાશોની આટલીજ કોશેસ ઉપર બીજા કેટલાકો હશેછે, અને કેહેછે કે, એ લોકો ખોટી તરક માતર કરેછે, પણ મી૦ કામાજીએ કહીઉં કે, એ બાબદ ઉપર ધીઆન આપીઆ વગર જેઓ એમ બોલેછે તેઓ ભુલ કરેછે, કારણ કે અગર જબાનસનાસીની વીદીઆ નવીછે પણ એ વીદીઆ જાણનારાઓ જેવી રીતે પોતાની શોધ ચલાવેછે, તે રીત મુસતકીમ પાયા ઉપર રચવામાં આવીછે.

એ મુજબનો ખુલાસો કરીને ભાશણ કરતા બોલીઆ કે, જે વખતે આપણા, હીંદુઓના તથા યુરોપીઅનોના વડાવાઓ એક જગોએ સાથે વસતા હતા, તે વખતે તેઓની હાલત કેવી હતી, તે વીશે જબાનસનાશી વીદીઆને કાયદે જેટલું જણાયુંછે, તે આપણે જોઈએ. તેવણે પોતાનાં આ ભાશાણોને "બુન દાનેશ ઈરાન અજ જબાનસનાશી" એ નામ આપીઊંછે. એ શબદો ઘણાઓને અજાણા લાગશે, પણ આપણી ભાશામાં બીજા બોલોને ઉપજાવી કાહાડીને વાપરવા વગર ચાલતું નથી. આપણે પારશી થઈને પારસીની છપપર જઈએ, એ વધારે પસંદ કરવા જોગછે. હીંદુઓ ગુજરાતી ભાશામાં સંસકરીત ધાતુઓ ઉપરથી ઉપજાવી કાહાડેલા બોલો વાપરે તો તે કુદરતીછે; અને કેટલાક પારસીઓ જેઓને એવાં વાચણનો ઘણો માહાવરોછે તેઓને એ છપ પસંદ પડશે; પણ જે વડાવાઓથી આપણી ઓલાદ ઉતરીછે તે વડાવાઓની ભાશા ઉપરથી લીધેલા બોલો પારસીઓને ઓછા માનને લાયકના નથી. હવે યુરોપીઅન જબાનસનાસો પોતાનો વીદીઆનો અભીઆસ તથા શોધ કરેછે તે કાંઈ એક ભાશા ઉપરથી નહી, પણ ઘણી જબાનો ઉપરથી કરેછે. આપણે સરવે ગુજરાતી ભાશા બોલીએ છઈએ, અને ઘણાઓને ઈંગરેજી આવડતું હશે; પણ એ શીવાએ બીજી ભાશાઓની સમજ નહી હોવાને લીધે આપણે તે બીજી ભાશાના બોલોની સરખામણી કરી શકીશું નહી. ઘણી ભાશાની સમજ હોવાથી મુકાબલો કરવાને ઘણું સત્રલ પડેછે, ને તેથી જબાનસનાસો પોતાની શોધ કેવા મકમ પાયા ઉપર કરેછે તેની ખાતરી થાય છે; પણ મીજલસના સાહેબો જે ભાશાઓ જાણેછે, તે ભાશાઓના બોલો વચેના મુકાબલાથી થએલી ખાતરી ઉપરથી બીજી ભાશાઓના બોલોના મુકાબલા વીશે જે કેહેવામાં આવશે તે તેઓ ભરૂસાદાર ગણશે.

હવે જબાનસનાશોએ પોતાની વીદીઆનાં બલે આદમજાતની જે તવારીખ ઉપજાવી કાહાડીછે તે આ છેઃ—પેહેલાં તેઓની બાહારની હાલત તપાસીએ. બાહારની હાલત એટલે કે તેઓ શેહેરો તથા ગામડાંઓમાં વસતા હતા કે જંગલીપણાની હાલતમાં ભટકતા હતા. આ-

પણા વડાવાઓને જંગલી કહીઆ તો તેથી કોઇએ કફા થવું નહી; મતલબ એટલી કે, બચાંની માફક તેઓ અણસમજ હતા, અને વસતીના વધારાની બચગીના એ વખતમાં તેઓને પાછલા જમાનાની માહીતગારી મલી હતી નહી. ખેતી કરીને અથવા ધંધો કરીને પોતાનું ગુજરાણ કરવાનું શીખીઆ, તે અગાઉ તેઓ જંગલીપણામાં રહી શીકાર કરીને પોતાનું પેટ ભરતા હતા, તથા ઘરબાર વગરના અને આંગપર વસતર વગર નાગા ફરતા હતા. જાનવરનો શીકાર કીધા ઉપરાંત જંગલમાં જાહાડપાનપરથી જે મેવો તેઓને મલતો હતો તે તેઓ ખાતા હતા. બુનદેશ મધે મસીઓ મસીઆને વાસતે લખે છે કે, તેઓ નાંગા ફરતાં હતાં અને પોતાનું આંગ જાહાડનાં પાંતરાંથી ઢાંકતાં હતાં. જાહારે તેઓએ બકરાંનાં બચાંને દુધ ધાવતાં જોયાં તાહારે, તેઓ એવા જાનવરનું દુધ કાહાડી તે પીવા શીખીઆ, ને જાહાડનો મેવો પણ જાનવરને ખાતાં જોઇ તેઓ પોતાના ખપમાં લેવા શીખીઆ હશે. આદમજાતની આ હલકાંમાં હલકી હાલત લઇને આપણે આગલ વધીએ, તથા તપાસીએ કે, જે વખતે એરીઅન ટોલો જુદે જુદે ઠેકાણે વીખરાયો તાહારે આદમજાતની હાલત આવીજ પરકારની હતી, કે તેથી સરસ હતી. હાલના જમાનામાં આપણા ટોલામાં હજુ શીકારીઓ તથા ભરવાડોછે, અને ખેડુતોપણ છે. પણ તે આગલા જમાનામાં જે વખતે એરીઅન ટોલો છુટો પડીઓ તે વખતે તે ટોલો સુધારાની કેહી પંકતીએ આવીઓ હતો તે તપાસી જોઇએ. જો એરીઅન ટોલાની જુદી જુદી ભાશાઓમાંથી શીકારી હાલતને લગતા બોલો નીકલે તથા તેઓ એકએકને મલતા તથા અસલ એકજ ધાતુમાંથી નીકલેલા જણાય, તો આપણી ખાતરી થશે કે, એ જુદી જુદી જબાન બોલનાર ટોલા અસલ વતન છોડીને બાહાર નીકલીઆ તાહારે તેઓ શીકારી ધંધો કરતા હતા. તેમજ ભરવાડી હાલતને લગતા બોલો પણ મલે તો તેથી એમ સમજાશે કે તેઓ તે વખતે ભરવાડી હાલતમાં પણ આવેલા હતા. હવે એક જબાનના બોલો હમેશ એકનાએક રેહેતા નથી. તેમાં ઘણાએક નવા

બોલો હમેશાયછે, અને જુનાઓમાં ફેરફાર થાયછે, અથવા તેવા જુના બોલો ઘણાએક તદન નીકલી જાયછે. આ મુજબ મોહોટો ફેરફાર થવા છતાં તથા જુના બોલો નીકલી જવા છતાં, કેટલાક અસલ બોલો દરેક જબાન મધે થોડા ઘણા ફેરફાર સાથ રહી જાયછે, અને તેથી કરીને ગુમ થતાં અસલી જબાનનો જે ભાગ રેહેછે તે ઉપર આપણી શોધ ચલાવવાનો આપણને પાયો મલેછે.

એ પછી ભાશણ કરતાએ એરીઅન ટોલાની જુદી જુદી જબાનોના બોલો આપી તેઓ વચેનો સંબંધ દેખાડવાનું સરૂ કીધું. શીકાર કરવાની જગા—શીકારગાહને વાસતે લાટીનમાં ager બોલછે. એજ અરથે ગરીકમાં હેવોજ બોલછે; તથા તેના ઉપરથી Agrarian અને agriculture એ સબદો નીકલેલાછે. આ શબદ પાછલથી જાહારે ખેતીનો હુનર શરૂ થયો તે વખતે ખેતરને અરથે વપરાવા લાગો, પણ તેનો અસલ અરથ શીકારગાહ માતર હતો. આને વાસતે જંદમાં અજ્‌.ર બોલછે, અને સંસકરીતમાં अज्र બોલછે; એ મુજબ આ તરણ શબદો ઉપલી ચારે ભાશામાંથી એકસરખા મલીઆ, તાહારે તે ઉપરથી સાબીત થાયછે કે, જાહારે એ ચારે જબાન બોલનારાઓના વડાવાઓ એક ઠેકાણે વસતા હતા તાહારે એ ચીજ યાને શેકારગાહ જેવી કોઈ જમીન તેઓ વાપરતા હતા, અને શીકાર કરતા હતા. હવે જાનવરનો શીકાર ઘણી રીતે થઈ શકેછે. જેમકે તીરે અથવા હરકોઈ બીજાં અથીઆરથી વીંધવાથી, જાલમાં ફસાવીને પકડીઆથી, તથા ગલમાં પકડીઆથી થાયછે. તાહારે જો આ તરણડે રીતે શીકાર કરવાના બોલો એ જુબાનોમાંથી મલી આવે તો આપણે સમજવું કે તે અસલના જમાનામાં શીકાર કરવામાં એ તરણડો રીત વાપરવામાં આવતી હતી—ને તેમજછે. "વીઆદ" બોલ સંસકરૂતમાં વીંધીને શીકાર કરવાને અરથે વાપરેલોછે. એવી રીતે શીકાર કરનારને ગુજરાતીમાં આપણે "વાઘરી" કહીએ છઈએ. શીકાર કરેલાં જાનવરનાં ગોસને ઈંગરેજીમાં Venison "વેનીસન" કેહેછે અને વેનીસનમાં સંસકરીતનો "વીયધ" ધાતુ પરખાઈ આવેછે. એ રીતે એ તર-

ણડે ભાશાઓમાં વીંધીને શીકાર કરવા સારૂ એકએકને મલતા બોલો આવીઆછે, તો તેથી સમજાએ છે કે એ તરણડે જબાન વાપરનારાઓના વડવાઓ કોઈ વખત એકજ જગા ઉપર વસી એકજ જબાન બોલતા હતા, તથા વીંધીને શીકાર કરવાનો તેઓમાં રેવાજ હતો. એજ મુજબ તપાસીએ કે તેઓ જાનવરને પકડવાને શું જાલપણ નાખતા હતા? જાલને ઇંગરેજીમાં net "નેટ" કેહેછે; અને સંસકરૂતમાં "નગદી" કેહેછે; માછલીને પકડવા સારૂ આપણે "ગલ" નાખીએ છઇએ; ઇંગરેજીમાં તેને angle "એંગલ" કેહેછે. તે આપરા "આંકર" બોલને મલતો આવેછે.

આ ઉપરથી જણાશે કે આ તરણડે રીતે તેઓ શીકાર કરી જાણતા હતા. શીકાર પછી જાહારે ખેતી કરવાનો ધંધો નીકલીઓ તે વખતે શીકારને લગતા બોલો ખેતીનાં કેટલાંક કામ સારૂ પણ વપરાવા લાગા, તથા ખેતીને લગતા બીજા ઘણાએક બોલો હુમેરાયા, પણ તેમજ શીકારને લગતા કેટલાક બોલો છોડી પણ દીધા હોય.

હવે માણસજાતે પેહેલવેહલો શીકાર કીધો તે જે જાનવરનું ગોસત ખોરાક આપી શકે તથા જેઓ તેઓની નજદીકમાં હોય તેઓનો કીધો હશે. એવાં જાનવરમાં બકરાં, મેંઢાં, ગાએ ઢોર વગેરે ખરીવાલાં જાનવરો જેઓ માણસનાં રેઠાણની નજદીકમાં મલી આવેઆં હશે તેઓનો પેહેલે શીકાર થયો હશે. એ જાનવરો વીશે ખેતીના બાબમાં બોલશુ. પછી પોતાના તેમજ પોતાને એ ઉપયોગી જાનવરોના બચાવને વાસતે જંગલનાં નખરીઆંવાલાં જાનવરોનો તેઓએ શીકાર કરવા માંડીઓ હશે. એ અસલના વખતમાં તેઓની આસપાસનાં નખરીઆંવાલાં જાનવરો મધે રીછ ઘણાં હશે એવું માલમ પડેછે. સંસકરૂતમાં એ જાનવરને વાસતે "રૂક્ષ" બોલ આવેછે, જે "રીશ" યાને "ઇજા કરવી" એ બોલ ઉપરથી નીકલીઓછે. ગરીક જુબાનમાં તેને arcturus કેહેછે, જે બોલ ઉપલા બોલો સાથે સગાઈ ધરાવેછે. આ જાનવર Arctic Sea યાને ઉતર ધરૂવના દરીઆમાં તેમજ તેની સાંમેનો Antarctic Sea યાને દક્ષીણ ધરૂવના દરીઆમાં ઘણાં

મલેછે. એ પુરાતન ભાશાઓમાં રીછને વાસતેના બોલો ઘણે ઠેકાણે મલી આવેછે, તથા તેનાજ ઉપરથી તે જમાનાના લોકોએ સેતારાઓને નામો આપેલાં જોવામાં આવેછે. જેમ કોઈ કોઈ વખતે વાદલાંઓનો આકાર માણસ, ઘોડો વગેરે જાનવરો જેવો દેખાયછે, તે મીસાલ સીતારાઓના જુદા જુદા જુખંડાઓનો આકાર જે જાનવરોને મલતો દેખાયો, તે જાનવરોનાં નામ તે જુખંડાઓને તેઓએ આપીઆં. જોતીશ વીદીઆની આગલા જમાનામાંથીજ માણસજાત માહીતગારી મેલવતું આવીઊંછે, અને જાહારે દુરથી એવા જોતીશોને કોઈ સેતારાઓના જુખંડા વીશે એકએકને જણાવવું હોય તાહારે સવલ પડે તેટલા માટે તે જુખંડાઓનાં નામો તેઓએ તેઓના દેખીતા આકાર મુજબ રાખેલાં લાગેછે. એવા બે જુખંડાનાં નામો તેઓએ રીછ ઉપરથી આપેલાં આજ મોજુદછે. તે એ કે, Ursa major અને Ursa minor. એમાં ursa "અરસા"એ લાટીન બોલ રીછને વાસતેછે. એઓને વાસતે ઇંગરેજી બોલ Great bear અને Small bear યાને મોહોટું રીછ અને નાહાનું રીછ છે. જે સેતારાઓના બે જુમખાઓને એ નામો આપીઆંછે, તેઓ બંને એકસરખા આકારનાછે, પણ એક મધેના તારાઓ મોહોટા તથા ઘણા દુરદુરને તફાવતે છે, અને બીજા મધેના તારાઓ નાહાના તથા વધારે પાસેપાસેછે. એ મધેના ચાર તારાઓ ચોખુણ આકરૂતીમાં મેલાએલા હોય તેમ લાગેછે, અને તેમાના એકની પાસે જરાએક વાંક ખાધેલી પુછડીના આકારમાં બીજા તરણ તારાઓ આવેલાછે, જેથી પુછડીવાલાં રીછના જેવો આકાર દેખાયછે, અને તેથી કરીને સેતારાઓના એ જુખંડાઓને તેઓએ રીછનું નામ આપેલું લાગેછે. એ મુજબ આ તરણડો એરીઅન જુબાનમાં રીછને વાસતેના બોલો એકજ રીતના મલેછે, તો તે ઉપરથી સાબીત થાયછે કે એ જબાનોએ એક માતાથી જનમ લીધોછે. જેમ એક માએની પાંચસાત દીકરીઓ હોયછે, તો તેઓના ઘાટઘટમમાં તે માએનો ઘાટઘટમ ઉતરેલો દેખાયછે, અને તે મલતાપણાં ઉપરથી પરખી શકાયછે કે તેઓ એક માએને પેટે અવતરીઓછે, તેમ એક

અસલ જુબાનમાથી નીકલેલી જુબાનો પણ એ રીતે પરખી શકાય છે. હવે એ મુજબ રીછને વાસતેનો બોલ તથા તે ઉપરથી બીજી ચીજોનાં નામો ઘણાજ અસલના જમાનાના લોકોમાં હતા, તો તે ઉપરથી સાબીત થાયછે કે એ જાનવર તે લોકોને ઘણું જાણીતુ હોવું જોઇએ. તેમજ વલી આપણે જાણીએ છઇએ કે એ જાનવર ઉતરના તથા ઘણીજ થંડીના પાહાડી મુલકોમાં ઘણું હોયછે, તો એ ઉપરથી ઠરાવ થાયછે કે ઉપલી જબાન વાપરનારાઓના નીઆગાનો જે મુલકમાં સાથેજ વસતા હતા, તે મુલક કોઈ ઉતરના પાહાડી ભાગમાં આવવો જોઇએછે; ને તેજ મુજબની શાહાદત આપણને કેતાબો મધેથી મલેછે કે એ અસલ મુલકમાં ૧૦ મહીના સરદી તથા ૨ મહીના ગરમી હતી.

એ ઉપરાંત નખોરીઆંવાલાં જાનવરોમાં આપણે બીજું જાનવર જોઇએ તો Beaver બીવર મલેછે. એ જાનવરને અવસતા જબાનમાં "બવરીશ" કરીને લખેલુંછે અને શાહનામાં મધે આપણે વાંચીએ છઇએ કે રૂસતમ પેહેલવાન બબરેબેહાન નામનું બખતર પેહેરીને લડાઈનાં મેદાનમાં ઉતરતો હતો, તેપણ એ જાનવરનાં ચાંમડાંનું હશે એમ માલમ પડેછે. આપણા અસલી નીઆગાનો જાનવરનાં ચામડાંનો પોશાક પેહેરતા હતા તેની એ સાબીતી ઉપરાંત એક બીજી સાતીબી આવાં યસતમાંથી મલેછે, જે મધે એક ઠેકાણે જણાવેછે કે અસતરી આકારનો એ ફીરસતો ચાર બીવર જાનવરનાં ચાંમડાંનો પોશાક પેહેરતી હતી. સંસકરૂત જબાનમાં એ જાનવરને વાસતે "બભરૂ" શબ્દ આવેલોછે જેનો અરથ "ભુરા રંગવાલું" એવો થાય છે. એ મુજબ આ જાનવરને વાસતેના ઈંગરેજી, જંદ અને સંસકરૂત બોલો એક બીજાને મલતા આવેછે. પણ એજ જાનવરને વાસતે જે બીજા બોલો આવેલાછે તે લઇને તપાસીએ કે તેપણ મલતા આવેછે કે નહી. સંસકરૂતમાં એને વાસતે બીજો બોલ "ઉદર" આવેલોછે, જે "ઉદ" એટલે હવાએલું—ભીનાએલું—એ ઉપરથી નીકલીઓ છે. એ જાનવર Amphibious યાને પાણી અને જમીન એ

બંનોમાં રેહેનારાં જાનવરોની જાતમાંનુંછે, અને તેથી કરીને એને ઉપલું સંસકરૂત નામ આપેલું લાગેછે. ઈંગરેજીમાં એને મલતો બોલ otter ઓટરછે; તેમજ સંસકરૂત ઉપરથી એ જાનવરને વાસતે બંગાલી ભાશામાં આવેલો "ઉદબીરાલ" એટલે પાણીની બીલાડી- એ બોલ આજ મોજુદછે. ઉપલાંજ કારણને વાસતે એને ઇરાનમાં "સગેઆબી" યાને પાણીનો કુતરો કરી કેહેછે. આ સરવે બાબદો ઉપરથી સાબીત થાયછે કે જે મુલકમાં આપણા, યુરોપીઅનોના તથા હીંદુના વડાવાઓ રેહેતા હતા તે મુલકમાં બીરવર જાનવર વસતું હતું, તથા તેનાં ચામડાંને તેઓ પોતાના પોશાકનાં કામમાં લેતા હતા.

એ મુલકમાં વસનારૂં તરીજું જાનવર આપણને વરૂ મલેછે. એને ઈંગરેજીમાં wolf વુલફ,જંદમાં"વેહરક",સંસકરૂતમાં "વૃક", લાટીનમાં vulpes "વલપસ" નેતમો જાણોછો તેમ ગુજરાતીમાં "વરૂ" કરીનેકેહેછે. આ સરવે શબદો એકએકને મલતાછે. હવે આ જાનવર પણ હમેશાં થંડીના પાહાડી મુલકો ઉપર રેહેનારૂં છે, અને તેવા મુલકોમાં વસનારાઓને તથા તે મુલકોમાંથી થઈને મુસાફરી કરનારાઓને ઘણું ઈજા દેનારૂછે; ને એ ઉપરથીબી સાબીત થાયછે કે, આપણા નીઆગાનો એવા થંડીના પાહાડી મુલકમાં સાથે વસતા હશે.

આ તરણડે જાતનાં જાનવરોને વાસતે ઈંગરેજી, ગુજરાતી, સંસકરૂત, જંદ, લાટીન, અને ગરીક એ સરવે જુબાનો મધે એકએકને મલતા શબદોછે એ આપણે જોયુંછે, ને તે ઉપરથી આપણી ખાતરી થાયછે કે એ સરવે જુબાન બોલનારાઓના નીઆગાનો એક વખત કોઈ ઠેકાણે સાથે વસવા જોઈએ. એ ઉપરાંત આપણે જોયુંછે કે એ તરણડે જાતનાં જાનવરો કોઈ ઉતર તરફના થંડીના તથા પાહાડી મુલકના વસનારાં હતાં, તો તે ઉપરથી બીજું એપણ સાબીત થાયછે કે, જે અસલ મુલકમાં આપણા સરવેના નીઆગાનો એકજ જગાએ વસતા હતા તે મુલક એવીજ રીતનો હોવો જોઈએ. એજ કાયદે આપણે એ અસલ જમાનાના લોકોની તવારીખ ઉતપન કરવાનું માથે લીધુંછે. આપણે જોયું કે હીંદુ, પારસીઓ અને યુરોપીઅનો વગેરેના નીઆ-

ગાનો જે વખતે સાથે વસતા હતા તે વખતે તેઓની ગુજરાણ ચલાવવાની પેહેલી રીત શીકાર કરીને પેટ ભરવાની હતી. જે વખતે શીકાર કરીને તેઓ પેટ ભરતા હતા તે વખતે તો સરવે સાથેજ હતા; પણ હવે આપણે તપાસીએ કે કેટલોક જમાનો ગુજરતાં ને તેઓની હાલત સુધરતાં જાહારે તેઓ ભરવાડી હાલતમાં આવી પુગા તે વખતની આગમચ તેઓ છુટા પડીઆ હતા કે, તે હાલતે આવીઆ પછીબી સાથેના સાથેજ રહીઆ હતા. એરીઅન ટોલાની તવારીખની આ એક બીજી તપાસ થશે, તથા તે ઉપરથી આપણને માલમ પડશે કે એ ટોલો વીખરાઈને જુદે જુદે મુલકે અને જુદી જુદી દીશાએ વેરાઈ ગયો, તે અગાઉ શીકારી હાલતના કરતાં ભરવાડી જેવી વધારે સુધરેલી હાલતમાં તે આવીઓ હતો કે નહી.

મી૦ કામાજીએ કહીઉં કે આ બાબદની તપાસ પણ જબાનસનાસીની વીદીઆનાં જોરે આપણે કરી શકીશું. જે પરમાણે આગલી તપાસ ચલાવી તેજ રાહે આ તપાસ પણ ચલાવીને આપણે જોઈએ કે, એરીઅન ટોલાની જુદી જુદી જબાનો મધે ભરવાડી હાલતમાં વપરાતા બોલોમાંના કોઈ એકએકને મલતા આવેછે કે નહી. શીકારી હાલતમાં આપણે જોયું કે, એ હાલતમાં આપણ સરવેના નીઆગાનો સાથે વસતા હતા તથા એક જબાન બોલતા હતા, તેથી શીકારી હાલતને લગતા કેટલાક બોલો તે જબાનમાંથી ઉતરતા આવીને તે ટોલો છુટો પડીઆ પછીબી તેમાંના કેટલાએક આજના જમાનાવેર જુદી જુદી જબાનમાં જલવાઈ રહીઆછે; તો એ ટોલો છુટો પડીઆ અગાઉ ભરવાડી હાલતમાં આવીઓ હશે તો એ હાલતમાં વપરાતા બોલો પણ કેટલાક ફેરફાર સાથ એ ટોલાની જુદી જુદી જબાનમાંથી આપણને મલવા જોઈએ—ને તેમ જો મલીઆતો આપણે એવો સાર કાહાડીશું કે યુરોપીઅનો, હીંદુઓ અને પારસીઓના નીઆગાનો છુટા પડીઆ તે અગાઉ તેઓ ભરવાડી હાલતમાં આવીઆ હતા.

તાહારે હવે ભરવાડી હાલતમાં વપરાતો એક મુખીઅ બોલ સંસકરૂતમા "ગો" એટલે ગાયછે. એ ઉપરથીજ નીકલેલો એક બીજો

બોલ "ગોપાલ" યાને ગાયનો પાલનારો, આપણને મલેછે, જે આજ દીનસુધી હીંદુઓ પોતાનાં નામ રાખવામાં વાપરેછે, જેમકે "ગોપાલદાસ." "ગોપાલ"ને મલતો એક બીજો બોલ "ગોપતી"છે. એ મધે "પાલ" અને "પતી" એઓનો અરથ પાલનાર અથવા ધણી અથવા રખેવાલનો થાયછે, તથા તે ફારસી શબ્દ "બાન"ને મલતો આવેછે; જેમકે આપણે કહીએ છઇએ કે "ગોબાન" "દરબાન." જાહારે એ લોકો ભરવાડનું કામ કરતા હતા, તાહારે તેઓ ગાએ ઢોર વગેરેને રાખવાની જગામાંજ પોતાનુ રેહવું વસવું રાખતા હતા, જે ઉપરથી હાલનો ઇંગરેજી બોલ Palace "પેલેસ" નીકલેલો છે. એ ઉપરથી જણાશે કે જે બોલનો અરથ આગળ ગાએ ઢોર રાખવાનાં એક જુકડાંનો થતો હતો તે બોલ આજ મેહેલને વાસતે વાપરવામાં આવેછે. "ગોપાલ" શબ્દમાં છેલો ભાગ જે આપણે "પાલ"નો જોયો તેને મલતો ઇંગરેજી શબ્દ Pastor પાસટર છે, જેનો અરથ ગાય ઢોર વગેરેની પાસબાની કરનાર એવો થાયછે. પણ જે મીસાલે Palace બોલ ભરવાડના એક જુકડાં ઉપરથી નીકલતો હાલની ઇંગરેજી ભાશામાં પાદશાહી મેહેલને વાસતે વપરાવા લાગો, તેજ મીસાલે Pastor બોલ ગાયની પાસબાની કરવાને અરથે વપરાતાં રાહા બતાવનાર, રસતો દેખાડનાર, એવે અરથે આજ દસતુર અથવા પાદરીને વાસતેબી વાપરવામાં આવેછે.

ગોવાલીઆના ધંધામાં ગાએ ઢોર ચરાવવામાં ગોવાલીઆઓને જાહાજી મેહેનત હોય નહી. જે જગા ઉપર ગાએ ઢોર ચરતાં હોય, તે જગા ઉપર સરવે ગોવાલીઆઓ એક ઠેકાણે બેસીને પોતાનો વખત વાતચીતમાં ગુજરતા હોય. આ તેઓની બેઠકની તથા વાતચીત કરવાની જગાનું નામ પણ તેઓએ ગો અથવા ગાએ ઉપરથી "ગોશઠી" રાખીઉં. તે ઉપરાંત હાલમા વાતને વાસતે ગોશઠી બોલ વપરાએછે. ગાએની જગાને ગોસતાન કેહતા હતા. એ શબ્દનો પાછલો ભાગ જંદ અને સંસકરૂત શબ્દ "સતાન" અને "સથાન"ને મલતો આવેછે. ઇંગરેજી બોલ Stall પણ એને મલતો આવેછે. એનો

અરથ ગાએ અથવા ઢોરને બાંધવાની જગાનો થાયછે, તથા તે વલી ગુજરાતી બોલ "થાનને" મલતો આવેછે. એ ઈંગરેજી બોલ ઉપરથી બીજો બોલ Install નીકલીઓ છે, જેનો અરથ એક જગોએથી લાવીને બીજી જગોએ બેસાડવું, સથાપન કરવું એવો થાયછે. તેમજ ઈંગરેજી બોલ Pastor "પાસટર" યાને ગાએ ઢોરના રખેવાલ ઉપરથી, તેઓને બેસવાની તથા ગાય ઢોરને ચરવાની જગાને વાસતેનો બોલ Pasturage "પાસચરેજ" નીકલીઓછે.

ગાએ ઢોરને ખાવા પીવાની તથા રેહવાની જગા ઉપરથી માણસોની ખાવા પીવાની જગાના તથા મેજબાની મેહેમાની કરવાને લગતા બોલો નીકલીઆ છે. જેવા કે host હોસટ, hotel હોટેલ અને Hospital હોસપીટાલ. ઘરનો ધણી જે મદારત કરનાર તેને host "હોસટ" કેહેછે. ગાએ ઢોરને બાંધીને તેઓ આગલ ચારો નાખી તેઓની મદારત કરવાની જગા ઉપરથી જે જગા ઉપર માણસો સાથે રેહે અને ખાએ પીએ તે જગાનુ નામ hotel હોટલ પડીઊં. માંદાં, દરદી આદમીઓને રાખીને તેઓની દવાદારૂ તથા માવજત કરવાનાં મકાનને વાસતે એજ ઉપરથી નીકલેલો બોલ Hospital "હોસપીટાલ" વાપરવામાં આવેછે; અને એજ ઉપરથી પરોણા તરફ થતી મદારતને વાસતે Hospitality "હાસપીટાલીટી" એ શબ્દ વપરાયછે. આગલ જણાવેલો hotel હોટેલ બોલ ઈંગરેજીમાં થોડોએક વખતવેર રેહેવાનાં તથા ઉતારો લેવાનાં મકાનને લગાડવામાં આવેછે; પણ ફ્રેંચ લોકો તો પોતાનાં ઘરને પણ hotel "ઓતેલ" કેહેછે. ગાએ ઢોરને રાખવાની જગા ઉપરથી આપેલા ઉપલા બોલ સીવાએ, જે ધણી ખાવા તથા થોડોક વખત આપણા ઘરની પનાહ પકડવા આવીઓ હોય તેને ઈંગરેજીમાં આપણે guest "ગેસટ" કહીએ છઈએ. એ શબ્દને વાસતે એક અજાએબ જેવો વીચાર ગુજરાતી જુબાનમાં બોલવાની એક ઢપ ઉપરથી આવેછે,—તે એ કે, જાહારે આપણે તાંહાં કોઈ પરોણો આવેછે તાહારે આપણે તેની પરોણાગત કરવાના વીચારથી કહીએ છઈએ કે, આવો સાહેબ, આબી તમારૂંજ ઘરછે; અને જે

પરમાણે ગાએ ઢોરને રાખવાની જગા સાથ તાલુકો રાખીને ઉપલા બોલો નીકલીઆ તેજ પરમાણે આપણા ઘરની જગાનો વીચાર ધીઆનમાં રાખી તે ઘરનો થોડોવાર આસરો લેવા આવનારને પણ guest કહીએ છઈએ.

ગોવાલીઆ અથવા ભરવાડી હાલતમાં માણસજાતનું સઘલું ધેઆન તેનાં ગાએ ઢોરમાંજ ભરાએલું હોવું જોઈએ. ગાએ ઢોર એજ તેની સઘલી દોલત, તથા તેનાં સરવે સુખનું સાધન તેને લાગવું જોઈએ. માણસ જાતની પોતાની તથા તેની જુબાનની બચગીની હાલતમાં ગાએ જેવું જાનવર ઘણું ઉપયોગી થઈ પડવાને લીધે, તેનું સઘલું ધીઆન તેમાંજ ભરાયલું હોવું જોઈએ; અને તે ઉપરથી તેણે પોતાની બેસવા ઉઠવાની, વાતચીતની, ઘરબારની જગાઓ વગેરેનાં નામો એજ જાનવરનાં નામ ઉપરથી આપીઆં એ આપણે જોયુંછે. પણ શેઠ ખરશેદજીએ અજાએબ જેવી વાત એ બતાવી કે, આગલા વખતમાં ઉમેદમાં ઉમેદ ગાએ ઢોર મેલવવાની થતી હતી તે ઉપરથી 'ગવેશ' ઈઆને ગાએ મેલવવાની હોંસ એ બોલનો અરથ ઉમેદ કરીને થએઓ. તે વખતના ભરવાડી લોકની સરવે ઉમેદ એટલીજ કે મને ઘણાં ગાએ ઢોર થાય, મને ઘણી ગાયો મલે; એજ તેઓની ઈછા હતી. આજના જમાનામાં કેટલાકોની ઈછા બી. એ., એમ ડી., કે સી. એસ. આઈ. વગેરે કેતાબો મેલવવાની હોયેછે, પણ તે વખતના જમાનામાં ગાએ જેટલી બીજી કોઈ કીમતી ચીજ હતી નહી અને તેથી તેઓ એ જાનવર મેલવવાનીજ ઈછા રાખતા હતા–તેઓનું મન તેમાંજ ભરાઈ રેહેતું હતું, અને તેથી તેઓએ એવી પોતાની ઈછાને પણ ગાએ ઉપરથી નીકલેલો બોલ "ગવેશ" આપીઓ.

એ પછી ભાશાણ કરતાએ ગાએ ઢોર ઉપરથી નીકલેલા બીજા બોલોની હાર લંબાવી. તેવણે કહીઉ કે ગાએ ઢોર જેવાં ઘરમાં પાલવાને લાયકનાં ખડીવાલાં સરવે જાનવરોને વાસતે સંસકરૂતમાં "પશુ" બોલછે. એ બોલ એજ અરથે આપણે ગુજરાતીમાં પણ વાપરીએ છઈએ. ઉપર જણાવીઆ મુજબ તે વખતના લોકોની સરવે માલ

મીલકત અને પઈસા ટકામાં તેઓનાં પશુઓજ હતાં. આ ઉપરથી એ "પશુ" શબ્દ ઉપરથી નીકલેલા એવા બોલો હાલના વખત સુધી જલવાઈ રહીઆછે, કે જેના અરથો નાણાં સાથે તાલુકો રાખતા આપણે સમજીએ છઈએ, પણ તે અસલના વખતમાં ફક્ત પશુ કે જે તેઓની સરવે દોલત ગણાતી હતી, તેની સાથે તાલુકો રાખનારા હતા. જેમકે હાલનો ઈંગરેજી બોલ Pecuniary "પીકીઉનીઅરી" એનો અરથ હાલમાં "નાંણાં સંબંધી" થાયછે; પણ તે અસલ "પશુ" શબ્દ ઉપરથી નીકલેલોછે, અને તેનો અરથ "પશુ સંબંધી" થતો હતો. સંસક્રૂત "પશુ" ઉપરથી લાટીન pecus "પીકસ" શબ્દ નીકલીઓછે, અને તે ઉપરથી ઉપલો ઈંગરેજી શબ્દ Pecuniary "પીકીઉનીઅરી" નીકલીઓછે. જાહારે આજે આપણે કહીએ છઈએ કે ફુલાણાની pecuniary હાલત સારીછે, તાહારે આપણી કેહેવાની મતલબ એ કે તેની પાસે નાણું ઠીકછે. પણ આગલા જમાનામાં જાહારે પઈસાટકા જેવું તો કાંઈ હતુંજ નહી ને દોલતમાં દોલત તેઓ પાસનાં પશુ ગણાતાં હતાં, તાહારે તે વખતમાં કોઈની pecuniary હાલત સારીછે, એમ બોલવાનો અરથ એટલોજ સમજાતો હતો કે તેની પાસે ગાએ ઢોર અથવા પશુઓ સારાંછે. એ શબ્દ pecuniary ઉપરથી એક બીજો શબ્દ peculation "પેકીઉલેશન" નીકલીઓછે, જેનો અરથ કોઇ ઓધા ઉપર રહીને ખાયકી કરવાનો થાયછે. પણ એ શબ્દની અસલ મતલબ પશુસાથે સંબંધ રાખેછે, અને અસલ અરથ એવો થતો હતો કે જાનવર ચોરવું. પશુ બોલ ઉપરથી લાટીનમાં થઈને જેમ pecuniary શબ્દ નીકલીઓછે, તેમ સેકસન જુબાનમાં થઈને ઈંગરેજી fee "ફીઈ" શબ્દ નીકલીઓછે. આપણે હાલમાં નાણાંના આકારમાં ફીઈ આપીએ છઈએ, પણ આગલ તેના બદલામાં જાનવરજ આપતા હતા. fine "ફાઈન" (દંડ) બોલપણ એનેજ મલતો છે ને તે એ ઉપરથી કે તે વખતમાં કોઇ ઉપર સજા કરવામાં આવતી તો તે સજા તરીકે તેની પાસથી ગાએ અથવા મેંઢાં બકરાં લેવામાં આવતાં હતાં. feudal અને fief વગેરે શબ્દો પણ અસલ પશુ

શબ્દ ઉપરથી સેકસન જુબાનમાં થઈને ઇંગરેજીમાં આવીઆછે. તે-મજ રૂપીઓ આપણો ગુજરાતી બોલછે, અને તેને વાસતે કેટલાકો એવું ધારેછે કે એ બોલ રૂપાં અથવા ચાંદી ઉપરથી નીકલીઓછે. પણ તેમ નથી. તે સંસકરીત "રૂપ" એટલે ગાય ઢોર બોલ ઉપરથી નીકલીઓછે. તે વખતે સુનાં કે તાંબાના કોઈપણ રીતના સીકા હતા નહી, પણ આગલ જણાવીઊં તેમ સરવે દોલતમાં ગાએ ઢોર અને મેંઢાં બકરાં હતાં. જો કોઈને કાંઈ આપીને બીજું લેવું પડીઊ તો તે એક અથવા વધારે ગાએ, મેંઢાં કે બકરાં આપીને લેવામાં આવતું હતું. જેની પાસે ઘણાં ગાએ ઢોર તે તાલેવન ગણાતો હતો; જેમકે "સહસરગુ" એટલે કે હજાર ગાએનો ધણી. જે તદન મુફલીશ અને જેની પાસ કાંઈપણ પશુ નહી હોએ તેને "અગુ" એટલે ગાએ વગરનો કેહેતા હતા. એ મુજબ જણાયછે કે તે વખતે ગાએ ઢોર ઉપરથીજ મોહોટાઈનું માપ થતું હતું, અને તેવી હાલત અવસતાના જમાના સુધી રહી હતી એવું લાગેછે. આપણે અવસતામાં એવી દુવા ચાહીએચ જે "આથવેનના જેવા ગાએ બખશનાર થજો." જેની પાસે ઘણી ગાએ તે "ગોપતી" એટલે ગાએ ધરવનાર કેહેવાતો હતો, અને તે વખતમાં પાદશાહને વાસતે પણ એજ બોલ વાપરવામાં આવતો; તેનું સરવે રાજ અને રાજની કુલ દોલતમાં ગાએ ઢોરનું મોહોટું ગોવાલું હતું.

એ મુજબ ગોવાલીઆ હાલતમાં આપણ સરવેના વડાવાઓએ પોતાનાં રેહાણ, ખાવા જમવા વગેરે, તથા પોતાની હાલત વગેરેને લ-ગતા બોલો ગાએ ઢોર ઉપરથી રાખીઆ; પણ એ ઉપરાંત બીજી કેટલીએક ચીજને આપેલાં નામો પણ આજના વખત સુધી જલવાઈ રહેલાંછે. ભરવાડી હાલતમાં તેઓનું કામકાજ, તેઓનું ધનદોલત, તે-ઓની ફીકર ચીંતા વગેરેમાં બીજું કંઈજ નહી પણ ગાએ ઢોર હતાં. એ ઉપરથી ઉપલી બાબદો અને ચીજો સાથે તફાવતના બોલ પણ ગાએ ઉપરથી રાખીઆ. આપણો ગુજરાતી સાધારણ બોલ "ગાઉ" એ ગાએ સાથ દેખીતો સંબંધ ધરાવેછે, અને તે ગાએ ઉપરથી નીક-

લેલોછે. તેઓ પોતાનાં રેહેઠાણથી જેટલી દરાજીવેર ગાએ ઢોરને ચરાવવા લઈ જતા તેટલી દરાજીને એ શબ્દ લાગુ પાડેલો જણાયછે. એજ પરમાણે બીજો બોલ "કોશ"છે. એ શબ્દ અસલ "કરોશ" ઉપરથી નીકલીઓછે, અને તેનો અરથ ગાએનો પોકાર, એવો થાયછે. આ ઉપરથી જણાયછે કે ગાએનો પોકાર જેટલી દરાજીવેર જઈ શકતો હોય તેને તેઓએ કોશનું નામ આપીઉં હશે. પાછલથી જાહારે તેઓ ખેતી કરવા લાગા તાહારે ખેતરોની માપણી વગેરે પણ ગાએનાં ચામડાં ઉપરથી કરવાનો રેવાજ રાખીઓ હોય એમ લાગેછે. લનડન મધે Hyde park નામે મોહોટો પારકછે, તે વીશે એવું ધારવામાં આવેછે કે તે જગા ઉપર ચામડાં સુકવવામાં આવતાં હતાં તે ઉપરથી, ચામડાંને વાસતેના ઇંગરેજી બોલ Hide "હાઈડ" ઉપરથી તેનું નામ Hyde Park "હાઈડ પારક" રાખીઉં હશે; પણ પાછલથી માલમ પડીઉંછે કે, એમ નથી. ગાએનાં ચામડાંની દોરીઓ અથવા વાધરીઓ કરી એકએક સાથે ગાંઠીને લાંબી દોરી કરી તેનાં કુડાંલામાં જેટલી જગા રોકાય તેટલી એ જગો રાખવામાં આવી હતી અને તે ઉપરથી તેને ઉપલું નામ આપવામાં આવીઉંછે, એમ માનવામાં આવેછે.

હવે એ મુજબ ભરવાડી હાલતને લગતા ઇંગરેજી, ગુજરાતી, સંસકરીત, લાટીન અને ગરીક બોલો એકએકને મલતા તથા એકજ મુલમાંથી નીકલેલા માલમ પડીઆછે, તો તે ઉપરથી એવો સાર નીકલેછે કે એ જુબાન બોલનારાઓના નીઆગાનો એક વખત એકજ હોવા જોઈએછે, તથા તેઓ સરવે એક ઠેકાણે સાતે વસી એકજ જુબાન બોલનારાઓ હોવા જોઈએછે. એ ઉપરથી જણાશે કે એ એરીઅન ટોલો વીખરાઈને જુદા જુદા મુલકોમાં જઈને વસીઓ તે અગાઉ તે ભરવાડી હાલતમાં પણ આવી ચુકો હતો. જો ફકત શીકારી હાલતમાં આવીઆ પછીજ એ ટોલો વીખરાઈ ગયો હતે તો ભરવાડી હાલતને લગતા જુદી જુદી જબાનના બોલો એક એકને મલતા આવતે નહી, તથા એકજ મુલમાંથી તેઓ નીકલેલાછે એવું દેખાતે નહી. પણ ઘણાએક બોલોના આપેલા દાખલાઓ

ઉપરથી આપણે જોયુંછેકે એરીઅન ટોલો વીખરાઈ ગયા પછી તે ટોલાની અસલ એરીઅન જબાનમાંથી લાટીન, ગરીક, જંદ, સંસકરૂત, ઇંગરેજી, ગુજરાતી વગરે જે જુદી જુદી જબાનો બોલાઈ અને આજ બોલાયછે, તે સરવેમાં ભરવાડી હાલતના ઘણાએક બોલો એક મુલમાંથી નીકલેલાછે, તો તે મુલને તે અસલ એરીઅન ભાશા હોવી જોઈએ. અને એ સરવે લોકના વડાવાઓ એક ઠેકાણે સાથેરહીને તે જબાન બોલતા હતા તાહારે તેઓ ભરવાડનો ધંધો પણ કરતા હોવા જોઈએ. એ મુજબ આપણી ખાતરી થાયછે કે એરીઅન ટોલો એકજ મુલકમાં સાથે વસતો હતો તાહારે તે શીકારી હાલતમાંથી શુધરીને ભરવાડી હાલત શુધી આવી પુગો હતો, તથા ગાય ઢોર વગેરે જાનવરો પાલી તેમાંથી મલતા ખોરાક ઉપર પોતાનું ગુજરાણ કરતો હતો. એ પછી ભાશણ કરતા શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ કહીઉં કે તેવણ પોતાનું આજનું ભાશણ એટલાથીજ ખતમ કરેછે, અને બીજી વખત તેવણ અહીંઆંથી આગલ ચાલશે.

સરનશીન ડાકટર ધીરજરામ દલપતરામ બોલીઆ કે, આજદીને મી૰ કામાજીએ ઘણી મેહેનત લઈ અભીઆસ કરીને તથા નવી વાતો અખતીઆર કરીને પોતાનું કીમતી ભાશણ આપણને સંભલાવીઉંછે, અને તેમાં આપણને પણ ઘણી નવી વાતો જણાવીછે, તેથી તેવણનો આપણા ઉપર ઉપકાર થયોછે. જે વાતો મોહોટા અભીઆસ શીવાએ શોધી કાહાડવાને અશકીઅ, તે વાતો સોધવાને વાસતે મી૰ કામાજીને કેટલી મેહેનત તથા કેટલો અભોઆસ કરવો પડીઓ હશે તથા કેટલી કાબેલીઅત વાપરવી પડી હશે, તેની ખરી કીમત તો એવો અભીઆસ કરનારાઓ તથા એવી વાતોની શોધ કરવાની કોશીસ કરનારાઓજ કરી શકશે. આવી મુશકેલ બાબદ જેની શોધ અને સમજણ મેલવવાને વાસતે ઘણી ભાશાઓની માહીતગારી તથા અભીઆસ જોઈએ, તે બાબદનું જ્ઞાન પોતે અખતીઆર કરીને, ગુજરાતી જેવી અધુરી ભાશામાં ઇંગરેજીની થોડી ઘણી મદદથી આપણા મનમાં ઉતરે અને ખાતરી થાય એવી રીતે તેવણ આપણને સમજાવી શકીઆ

છે, એમાં મી૦ કામાજીની કાબેલીઅતની ખુબી આપણને જણાઈ આવેછે અને તેને વાસતે ખરેખર મી૦ કામાજીને શાબાશી ઘટેછે. મેં ગુજરાતી ભાશા અધુરી ને અપુરણ કહીછે. કોઈપણ ભાશા ખરેખરી રીતે સંપુરણ તો છેજ નહી. તેઓ સરવે વધતી ઓછી પુરણ હોયછે. સંસકરૂત ભાશા પોતે જે ઘણી પુરણ ગણવામાં આવેછે, તેનાં એ નામનો અરથજ એવો થાયછે કે "સારી કીધેલી" ભાશા. એ ઉપરથી જણાશે કે કોઈપણ ભાશા અસલ પોતાની મેલે સારી હોતી નથી, પણ તેને સારી કરવામાં આવેછે. એ મુજબ ગુજરાતી ભાશા ઘણી અપુરણછે તો તેને પણ સારી કરવી જોઈએછે, ને તેમ કરવાનાં સાધનો છે. બીજી ભાશાઓમાંથી જોઈતા શબદો લઈને તેમાં ચાલુ કરવા જોઇએછે, જેથી તે પુરણતાના એક સારા દરજજાએ પુગી શકશે. મી૦ કામાજીએ જે કીમતી ભાશાણ લાંબો વખતવેર તમોને સમજાવીઊંછે, તેપછી તે વીશે લંબાણથી બોલીને તમારો વધારે વખત રોકવાને ચાહાતો નથી, પણ સભા તરફથી તેવણનો ઉપકાર માનુંછું.

બીજું તમો સાહેબોને જણાવવાની મને ફરમાસ થઈછે કે આપણી ગનેઆન પરસારક સભાનો એવો વીચારછે કે, એ સભાના સંબંધમાં આ જે ભાશણો થાયછે તે ચોપડીના આકારમાં છપાવી પરગટ કરવાં. એ બાબદ હજુ નકી ઠરાવ થયો નથી તથા તેપર અમલ પણ કરવામાં આવીઓ નથી, પણ એમ કરવાનો વીચારછે. જે સાહેબો એ સભાના સભાસદોછે, તેઓને એની એકકી નકલ સભાસદ દાખલના તેઓના હક તરીકે મલશે; પણ તે ઉપરાંત જે બીજા સાહેબોની મરજી એ ભાશણોનું પુસતક ખરીદ કરવાની હોય તે સાહેબો પોતાનાં નામ લખાવશે તો તેથી મેહેરબાની થશે.

હવે પછીનું આ સભાનું ભાશણ મી૦ એદલજી જમશેદજી ખોરી આવતા માસની તા૦ ૫ મીએ કરશે. એ ભાશણ હવા અથવા વાતાવરણ નીશેનુંછે, અને તેમાં તેવણ કેટલાક અખતરાઓ પણ કરી દેખાડશે.

એ પછી સભાપતીનો ઉપકાર માની સભા બરખાસત થઈ હતી.

# ભાશણ તરીજું.

તારીખ ૪ થી મારચ ૧૮૭૨.

અસલી ઈરાનીઓની હાલત કેવી હતી, તે પુરાતન તથા હાલની જબાનો ઉપરથી શોધી કાહાડવાને લગતું, ગનેઆન પરસારક મંડલીના સંબંધમાં શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીનું તરીજીવારનું ભાશણ તા૦ ૪ થી મારચ ૧૮૭૨ ને દીને થયું હતું. ઉપલી મંડલી તરફથી બોલાવેલી એક જાહેર સભા એ દીને રાબેતા મુજબ ફરામજી કાવસજી ઈનસટીટીઉટના હાલ મધે પાછલા પોહોરના સુમારે છ કલાકને અમલે મલી હતી; જે વખતે એ મંડલીના સરનશીન શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીની ગેરહાજરીમાં, શેઠ રૂસતમજી મેરવાનજીની દરખાસત ઉપરથી ડા૦ ખરશેદજી ફરામજી બોરીએ સરનશીનની ખુરસી લીધી હતી.

મી૦ કામાજીએ પોતાનું ભાશણ આગલ ચલાવતાં કહીઉં કે અસલી ઈરાની લોકોની હાલત કેવી હતી તે વીશે કેટલીએક બાબદો આગલાં ભાશણમાં આપણે જોઈછે. આપણે જોયુંછે કે, એ લોકો જે મુલકમાં વસતા હતા, તે મુલક છોડીને બાહાર પડીઆ અગાઉ, તથા તેઓના વેલામાંથી હીંદુ પારસી, યુરોપીઅનો વગેરેની જુદી જુદી સાખાઓ નીકલી, તે નીકલીઆ અગાઉ, જાહારે તેઓ એકજ ટોલા તરીકે એક મુલકમાં સાથે રહીને એકજ જબાન બોલતા હતા, તે વખતે તેઓ શીકારી હાલતમાંથી નીકલીને ભરવાડી હાલતમાં આવી પુગેલા હતા. આપણે એમ પણ જોયું કે એ હાલતમાં તેઓની જીંદગીનો મુખીઅ આધાર તેઓનાં ગાય ઢોર વગેરે ઉપર હોવાને લીધે, તેઓનું કામકાજ તેઓનેજ લગતું, તથા તેઓનું ધીઆન અને વીચાર તેઓમાંજ ભરાયલા હતા; જે સબબને લીધે ઘણીએક ચીજોને તેઓએ ગાએ ઉપરથી નામો આપીઆં. પાદશાહને વાસતેનો બોલ "ગોપતી" તેઓએ ગાએ ઉપરથી લીધો, લંબાઈનું માપ-ગાઉ અથવા ક્રોશ તેઓએ ગાએના આવાજ ઉપરથી લીધું, અને જમીનનું માપ,

Hyde park તેઓએ ગાએનાં ચામડાંની દોરી ઉપરથી લીધું એમ આપણે આગલ જોઈઊછે. પણ એ શોવાએ જાહાડોનાં નામ, તથા જાહાડોનાં પાતરાં અને ફુલોનાં નામ ગાએ ઉપરથી અથવા ગાએના જે ભાગોને તેઓ આકારમાં મલતાં દેખાય તે ભાગોનાં નામ ઉપરથી રાખીઆં. આપણે જેને સફેદ હોમસલી કહીએ છઈએ, તેને વાસતે અવસતાનો બોલ "ગોકરેન"છે, અને તેનો આકાર ગાએના કાનના જેવો હશે તે ઉપરથી તેને એ નામ આપીઊછે. એજ મુજબ કોઈ જાહાડનું ફુલ ગાએની આંખ જેવું હોયતો તેને એવો બોલ આપીઓ કે જેનો અરથ ગાએની આંખ થાય. એક ફુલનું ઈંગરેજી નામ Cowslip "ગાયનો હોટ" રહીઊછે તે એજ કાયદે અસલ પડીઊં હશે.

હરેક ચીજમાં ગાએનું નામ વાપરવામાં તથા તેનાં નામ ઉપરથી બીજી ચીજોનાં નામ આપવામાં આ ગાએના ગોવાલીઆઓ અહીઆં તેર આવીનેજ અટકેલા લાગતા નથી. જેમ "સુથારનું મન બાવરીઆમાં" તેમ, શેઠ ખુરશેદજીના બતાવવા મુજબ, તેઓનું મન સઘલું ગાએમાંજ ભરાયું હતું. ભાશણ કરતાએ કહીઊં કે, જે ધરથી ઉપર આપણે વસીએ છઈએ તે જમીનને પણ તેઓએ ગાએ ઉપરથી નામ આપોઊછે. જેમ ગાએ દુધ આપેછે, અને તેથી બીજાનું પોશણ કરવાની પોતામાં શકતી ધરાવેછે, તે મુજબનો ગુણ જમીનમાં રહેલો જોઈને તેઓએ જમીનને પણ ગાએ ઉપરથી નામ આપીઊં, જે આજદીન સુધી જલવાઈ રહેલુંછે. સંસકરૂતમાં ગાએ તથા જમીન એ બંનેને "ગો" કેહેછે. ગરીક ભાશા ઉપરથી નીકલેલા Geography ઈંગરેજી બોલ મધે Geo બોલ જમીનનોછે, અને તે ગાએને મલતો આવેછે. તેજ મુજબ Galaxy "ગેલેકસી" યાને આસમાન ઉપર સફેદ ધાબાંના પટા જેવું જે ખુલી રાતે દેખાયછે, અને જેને તેના રંગ ઉપરથી Milkyway યાને "દુધનો રસતો" કેહેછે, એ બોલ મધે જે "ગ" બોલ આવેલોછે તે ગાએ ઉપરથી નીકલીઓછે. એજ મુજબ અવસતાં મધેથી પણ ઘણાએક બોલો મલી આવેછે, જે ઉપરથી

એવું દેખાયછે કે તેઓએ ઘણી ચીજોને ગાએ ઉપરથી નામો આ-પીઆં હતાં. ગાએ જેમ દુધ આપેછે, તેમ વાદલાંમાંથી વરસાદ પડી જમીન તરોતાજગી ભરેલી થાયછે, તેટલા વાસતે તેઓએ વાંદ-લાંનું નામ પણ ગાય ઉપરથી લીધું. ગાએની ખુબી તેઓ સારી રીતે પીછાનતા હતા, અને તેથી ઘણી ચીજોમાં તેઓએ ગાએનું નામ વાપરીઉં.

હવે એ પુરાતન જમાનામાં વખત જાણવાને હાલની માફક ઘડી-આલ હતાં નહી, પણ બોલચાલની અંદર વખત જણાવવાનું તેઓને કામ પડતું હતું; તેથી તે જણાવવાને વાસતે તેઓએ એક જુદીજ રીત પકડેલી લાગેછે. ઘડીઆલની ગેરહાજરીમાં આપણે પણ કોઈ વખત એ રીત વાપરીએ છઈએ; જેમ કે જમવાનો વખત, ચાહેનો વખત. આપણે ઘડીઆલ નહી હોવાને લીધે એમ નથી કેહેતા કે બાર વાગે, કે સાત વાગે. એ મીસાલે વખતના જુદા જુદા ભાગોનાં નામ, જેવાં કે સવાર અને સાંજનાં નામ તેઓએ તે વખતે બનતા બનાવો ઉપરથી આપીઆં. Morning "મોરનીંગ" અથવા ટુંકામાં Morn "મોરન" એ બોલો સવારને વાસતેછે, અને તેને મલતા બોલો Morrow "મોરો" અથવા Tomorrow "ટુમોરો" એટલે આજનો દીવસ ગુજરીઆ પછીની સવાર અથવા કાલ. હવે સવારનું નામ એ કાંએ આપીઉ તે જોઈએ. Morn "મોરન" યાને સવાર તે એ વખ-તને કેહેતા હતા કે જે વખતે તેઓ ગાએનું Milk "મીલક" યાને દુધ દોહોતા હતા. Morn અને Milk એ બે શબદોમાં જાહાજો ફેર નથી. તેઓનો અરથ જુદોછે, પણ તેઓનું રૂપ એકજછે તેનો સબબ એ કે એ બોલો ગાએને દુધ દોહવા ઉપરથી નીકલીયાછે. જેમ દુધ દોહોવાનો વખત તે સહવાર, તેમ ગાએ ઢોર આખો દાહાડો ચરીને ઘર તરફ પાછાં આવે તે વખતનું નામ તેઓએ સાંહાંજ આપીઉં. દખ-ણમાં મુસાફરી કરનારાઓએ જોયું હશે કે સાંહાંજે સરવે ઢોર ચરીને પોતાનાં મકાનપર આવેછે. સાંહાંજને વાસતે ફરેંચ જુબાનમાં Soir "સોઆર" બોલછે, જે ઉપરથી સાંહાંજની બેઠકને વાસતે ઈંગ-રેજોએ Soirée "સોઆરે" બોલ લીધોછે. એજ મુજબ સવારને વાસતે

ફ્રેંચ બોલ Matin "માતાં"છે જે ઇંગરેજોએ આંબેહુબ લઇને સવારના વખતને તેઓ Matin "મેટીન" કેહેછે, તથા સવારની બેઠકને Matinée "માતીને" કેહેછે. જેમ Morn "મોરન" દુધ દોહોવા ઉપરથી નીકલીઓછે, તેમ Matin "મેટીન" શબ્દ દુધ મથવા ઉપરથી નીકલેલો લાગેછે. દુધમાંથી પકવાન બનાવવાને વાસતે તેને મથવું પડેછે. જો આપણે લાકડીના ચાર કટકા કરી તેને દુધમાં જહદપથી ફેરવીશું તો તે દુધ કાંઇ જુદોજ આકાર પકડશે. આ મુજબ દુધને હીલવવાની મેહેનત કરવી તે "મથવું"; એ પરમાણે મથીઆથી જે ફલ મલે તે "મઠો" અથવા "મસકો"; ને દુધને મથીને તેમાંથી મઠો કાહાડવાનો જે વખત તે "મેટીન" અથવા "મલસકું". આ ઉપરથી જોવામાં આવશે કે, જે વખતે હમેશ કરીને જે મુખીય કામ કરવામાં આવતું હતું, તે કામને નામે તે વખતનું નામ પાડવામાં આવીઊં.

હવે એ ગોવાલીઆઓ જે જાનવરો પાલતા હતા તે સરવેને માટે તેઓએ સામટું નામ "પશુ" આપીઊં. જે બાંધીઊં તે પશુ; જે નહી બંધાય તે પશુ નહી. આ જાનવરોમાં અસલ ગાએ, બલદ, મેંઢાં, બકરાં વગેરે જાનવરો હતાં, ને હાલમાં પણ તેજછે. "પશુ" એ શબ્દ જંદ તેમજ સંસકરૂતપણછે. "પશુ" ઉપરથી આપણે આગલાં ભાશણમાં જોયું હતુ કે Pecuniary શબ્દ નીકલીઓછે, જેનો અસલ અરથ "પશુ સંબંધી" થતો હતો. બીજો બોલ Peculation જેનો અરથ હાલમાં જાહેર ખજાનામાં ચોરી કરવી એવો થાયછે, તેની અસલ મતલબ એટલીજ હતી કે પશુ ચોરવું. આજે આપણી દોલત શુનું રૂપું તથા તરેહવાર રીતનો બીજો કીમતી માલ થઈ પડીઓછે, તાહારે આપણે ભુલી જઇએ છઇએ કે ભરવાડી હાલતમાં આપણા વડાવાઓની સરવે દોલત તેઓનાં મેંઢાં બકરાં અને ગાએ ઢોર હતાં; ને જે બોલનો અરથ આપણે ખજાનાની ચોરી સમજીએ છઇએ, તે અસલના વખતમાં મેંઢાં બકરાંની ચોરીનોજ થતો હતો, કારણ કે તે લોકોના સરવે ખજાનામાં પશુ હતાં, અને પશુ તે તેઓનો સરવે ખજાનો હતો. જેમ અસલ પશુ બોલ ઉપરથી લાટીનમાં થઇને

Pecuniary બોલના વરગના ઘણાએક બોલો ઈંગરેજી જબાનમાં આવીઆછે, તેમ એ "પશુ" શબ્દ ઉપરથીજ નીકલીને શબ્દોનો એક બીજો વરગ સાકસન જબાનમાં થઈને ઈંગરેજી જુબાનમાં આવીઓછે. એ શબ્દો Fee, Fine, Feudal, Fief વગેરે છે. Fee એટલે નાણાંનો હીસો આપવો, તેમજ Fine એટલે તકસીરને વાસતે દંડ આપવો. આ હીસો તથા દંડ આપણ હાલમાં નાણાના આકારમાં આપીએ છઈએ, તેથી એ શબ્દોને પશુ સાથ કાંઈપણ લાગતું વલગતુંછે, એવો ખેઆલ આપણા મગજમાં બીલકુલ આવતો નથી. પણ ઉપલા કદીમ જમાનામાં કોઈને તકસીર માટે જાહારે દંડ કરવામાં આવતો, તાહારે તેની પાસથી તેના દરજા, શકતી, તથા તેની તકસીર પરમાણે વધુ ઓછાં અથવા નાહાનાં મોહોટાં પશુઓ લેવામાં આવતાં હતાં, અને તેથી કરીને એ શબ્દો પશુઓ ઉપરથીજ નીકલેલાછે તથા તેઓ સાથ નીસબત ધરાવેછે. આ સરવે બાબદો ઉપરથી પુરવાર થાયછે કે, સેકસન, રોમન, પારસી, હીંદુ, વગેરે ટોલાઓના વડાવાઓ એક મુલકમાં સાથે વસતા હતા, તથા એકજ જબાન બોલતા હતા.

પશુ અથવા ગોસપંદનાં જાતજાતનાં ટોલાંને વાસતે ઈંગરેજીમાં સામટો બોલ Herd "હરડ" છે. પણ સરવે જાતનાં પશુનાં ટોલાંને ભેલસેલ ચરાવવા લઈ જતા નહી હતા. જુદાં જુદાં જાનવરોનાં જુદાં જુદાં ટોલાંને ચરાવવા લઈ જતા હતા, અને તેથી તે જાનવરોનાં ટોલાંને જુદાં જુદાં નામ આપવાની જરૂર પડી. જેમકે Sheep herd "શીપ હરડ" મેંઢાંનું ટોલું; Goat herd "ગોટ હરડ" બકરાંનું ટોલું; Cow herd "કાઉ હરડ" ગાએનું ટોલું. એજ પરમાણેનો બોલ આપણા અવસતામાં પણ છે. એ જંદ બોલ "સરધ" અને ઈંગરેજી બોલ Herd "હરડ" એકજ છે. એ ઈંગરેજી બોલ સેકસન જુબાનમાં થઈને આવીઓછે, અને તેમાં આગલા અક્ષર સ અને હ નો તફાવત દેખાયછે, પણ એ બેહુ અક્ષરો જુદી જુદી જબાનમાં એક એકને બદલે વાપરવામાં આવીઆછે. આપણા

ગુજરાતી ગામડીઆઓ પણ સ ને બદલે હ ઘણી વખત વાપરેછે. આપણે સું બોલીશું તો તે લોકો હું કેહેશે. એ મુજબ સેકસન જુબાનનો હ તે જંદ જુબાનના દંતી સ ની બરોબરછે. એ પરમાણે આપણો "સરધ" બોલ ને સેકસન "હરડ" બોલ એઓ એકજ છે. તેમજ Herd "હરડ", horde "હોરડ" બોલો પણ એકજ છે, અને horde નો અરથ પણ ગોસપંદનું ટોલું એવો થતો હતો. પણ પાછલથી જાહારે ગોવાલીઆ હાલત બદલાઈ તાહારે તે ગોસપંદનાં ટોલાં અથવા જથા ઉપરથી બીજી હરકોઈ ચીજના અને દોલતના જથા વાસતે વપરાવા લાગો.

હવે સંસકરીત અને જંદ બોલ "ગો" અથવા "ગઉ" ઉપરથી ગાએને લગના બોલો ઈંગરેજી જુબાનમાં તરણ રસતે આવીઆછે. ઈંગરેજી જબાન સંપુરણછે અને તેને સંપુરણ કહીએ છઈએ તે એટલાજ વાસતે કે, તેમધે એકજ ચીજ અથવા વીચારને વાસતેના બોલો જુદી જુદી જબાનના ધાતુઓમાંથી આવેલાછે. એથી એકજ ચીજ બતાવવાને વાસતે અથવા એકજ ખેઆલ સમજાવવાને વાસતે ઈબારતબાજીમાં એકના એકજ બોલો ઘડી ઘડીએ વાપરવાની જરૂર ન રેહેનાં ઘણાક બોલો વાપરી શકાયછે, ને તેથી તે ઈબારત રસીલી લાગેછે. એ જુબાનમાં ઘણાએક બોલ ગરીક, લાટીન, સેકસન, તથા ફ્રેંચ જુબાનોમાંથી થઈને આવેલાછે. સંસકરૂત અથવા જંદ ગાએનો બોલ "ગો" લઈને તપાસીએ કે એને લગતા બોલ ઈંગરેજી જુબાંનમાં કીહે કીહે રસતે આવેલાછે. ખુદ ગાએને વાસતે ઈંગરેજી બોલ Cow "કાઉ" છે, તે સેકસન જુબાનનોછે, તથા તે આપણા "ગાવ" બોલને મલતોજછે. બીજો બોલ Bovine "બોવાઈન" છે, જેનો અરથ "ગાએને લગતું" થાયછે, તથા તે લાટીન જુબાનમાં થઈને આવેલોછે. તેમજ Bucolic "બીઉકાલીક" બોલ ગરીકછે, ને તેનો અરથ ગોવાલીઆને લગતું થાયછે. હવે ગરીક અને લાટીન જુબાનો મધેથી આવેલા ઉપલા બોલો એકાએક જોતાં ગાએના અસલ બોલથી ઘણા જુદા લાગશે. પણ આટલો ધારો હમેશાં

યાદ રાખવો કે આપણો ગ અને જ તે લાટીન તથા ગરીકનો બ સમજવો. આપણા જે બોલો ગ અને જ થી શરૂ થાયછે, તે લાટીન અને ગરીકમાં બ થી શરૂ થાયછે. જેમકે Biography એ સબ્દમાં Bio "બાયો" શબ્દ ગરીક ઉપરથી નીકલેલોછે, તેનો અરથ જીવ થાયછે અને તે "જી" શબ્દને મલતોજ છે. તેજ પરમાણે "જીવને" વાસતેના જંદ અને સંસકરૂત બોલો "જી" છે. એ સરવે એકજ વખતમાં બનેલા ને સરખાછે. તેજ મીસાલે ગ તે લાટીનમાં બ થી શરૂ થાયછે. જેમકે Boa-constrictor બોઆ-કાનસટરીકટર. એ શબ્દનો પેહેલો ભાગ Boa "બોઆ" ગાએને મલતો છે, અને બીજા ભાગ constrictor "કાનસટરીકટર" ની મતલબ દોરીની માફક વીટલાઇ વલીને કચડી નાખવું, એવી થાયછે. એ નામ એક જાતના મોહોટા અજગરને આપીઊછે, અને એ અજગર ગાએ જેવાં મોહોટાં જાનવરની આસપાસ વીટલાઈ વલી તેને કચડી ચુરો કરી નાખીને પછી પોતાના ખોરાકમાં લેયછે, તેથી તેની એવી ખાશીએતને મલતું તેને એવું નામ આપીઊંછે. આ ઉપરથી જોવામાં આવશે કે "બોઆ" "ગાઓ" શબ્દને મલતોછે, પણ તે ગરીક ભાશામાં આવતાં તેનો ગ બદલાઈ જઈ બ થયોછે. એ મુજબ આપણે જોયું કે અસલ "ગાઓ" ઉપરથી નીકલીને તરણ રસતે આવેલા Cow, Bovine અને Bucolic શબ્દો એકજછે.

તેજ પરમાણે આપણે બીજા બોલ લઇએ. Butter બટર (માખણ) એ બોલ ગાએ ઉપરથીજ નીકલીઓછે, પણ તે ગરીકમાં થઇને સેકસન જુબાનને મારગે આવીઓછે. આટલું યાદ રાખવું કે ઘરબારને તથા ઘેરના સાધારણ સંસારને લગતા જે બોલો ઇંગરેજીમાં આવીઆછે, તે સેકસન ભાશાનાછે; પણ ખાણાં પીણાં તથા મોજ મજાહને લગતા ઇંગરેજી બોલો નારમન અથવા ફરેંચ લોકો સાથે આવીઆછે. એ નારમન લોકોએ ઇંગલાંડ હાત કીધાપછી સુફરા ઉપર આવતી ચીજોનાં તથા મોજ મજાહને લગતી ચીજોનાં નામ પોતાની જુબાનનાં આપીઆં અને તેથી કરીને એવી ચીજોને લગતા

ફ્રેંચ અથવા નારમન બોલો ઈંગરેજી જુબાનમાં દાખલ થયા. જેમકે ગાએને વાસતે ઉપર જોયા પરમાણે Saxon જુબાન પરથી આવેલો ઈંગરેજી બોલ Cow છે, પણ એજ ગાએનું માસ, તેને વાસતેનો બોલ ઈંગરેજીમાં Cow પરથી નીકલેલો કોઈ નથી, પણ તેને વાસતે નારમન બોલ Beef છે, જે તેઓએ લાટીન ઉપરથી લીધોછે. એજ મીસાલે Buffelloe "બફેલો" યાને મોહોટી ગાય (ભેંસ); Buff "બફ" યાને ગાયનું ચામડું, એ શબદો ગરીક ઉપરથી થઈને ફ્રેંચ અથવા નારમન જુબાનને રસતે ઈંગરેજી જુબાનમાં આવીઆછે. અસલમાં જોઈશુ તો એ સરવે શબદોનું મુળ એકજછે, પણ જુદે જુદે મારગે આવતાં તેઓનો રંગ અને રૂપ બદલાઈ ગયુંછે, યાને ઉચારમાં ફેર પડી ગયોછે. જેમકે ગાયને વાસતે સેકસન જુબાનમાંથી આવેલો cow "કાઉ" બોલ રહીઓછે, પણ ગાયનાં ગોસને વાસતે ઈંગરેજી જુબાનમાં જે beef "બીફ" બોલ આવીઓછે તે ફ્રેંચ જુબાનનોછે. આપણે આગલ જોયુંછે કે ગઉ, cow, કાઉ, અને bovine એ અસલ એકજ મુલમાંથી નીકલેલાછે, અને beef "બીફ" શબદ bovine "બોવાઈન" ને સીધી રીતે મળતોછે. આ ઉપરથી જણાશે કે ઈંગરેજી અને પારસી તથા હિંદુઓ વગેરેના વડાવાઓ જાહારે એક ઠેકાણે સાથે રેહેતા હતા તાહારે ગાએને એકજ નામોથી ઓલખતા હતા, પણ છુટા પડીઆ પછી તે નામોના ઉચારમાં ફેર પડી ગયો, તથા ઈંગરેજી જુબાનમાં તેને લગતા બોલો જુદી જુદી જબાનોને મારગે થઈને આવવાને લીધે, અગર અસલમા તો તેઓનું રૂપ એકજ હતું તોપણ તે બદલાઈ ગએલું લાગેછે. ગાએનાં માસને વાસતે ફ્રેંચ જુબાનમાંથી ઈંગરેજીમાં આવેલો જેમ beef "બીફ" બોલછે તેમ તેના ચામડાંને વાસતે એનેજ મલતો બોલ buff "બફ" છે. વલી buffelloe પણ એનેજ મલતો બોલછે, જેના અરથ મોહોટી ગાય અથવા ભેંસ થાયછે.

હવે ગાએને મેલીને આપણે બેલ ઉપર આવીએ. બલદને ઈંગરેજીમાં Ox "ઓક્ષ" કેહેછે, અને જંદ ને સંસકરીતમાં "ઉક્ષન" કેહેછે.

બારેશશીનાં નામ આપણે સાંભલીએ છઈએ, અને તેમાં પેહેલી શસી-મેશ પછી બીજી રાસી જે વરખની આવેછે તે વરખની રાસી બેલ અથવા ધોધાની રાશીછે. આ "વરખ"ને મલતો જંદમાં "વરશન" બોલછે. ખસી કીધેલા ગોધાને વાસતે ઇંગરેજીમાં એક બીજો બોલ Steer છે, જે વરખ રાશીના લાટીન બોલ Taurus "ટારસ"ને મલતો આવેછે. બેલને વાસતેનો એક બીજો બોલ સંસકરૂતમાં આપણે જોઈશું તો "બલીન" મલેછે, જે આપણા ગુજરાતી બોલ "બેલ" અથવા "બલદ" સાથે, તેમજ ઇંગરેજી બોલો Bull "બુલ" અથવા Bullock "બુલક" એટલે નાહાના બેલ સાથે તદન મલતો આવેછે, ને એ બોલો એકજછે. ગાએ અથવા તેનાં નાહાંનાં બચાંને વાસતે સંસકરૂતમાં એક બીજો બોલ "વાસરા"છે. ગાએનાં થાન ઉપરથી ચીક લઈને સહીએડ કાહાડવાને વાસતે ઇંગરેજીમાં Vaccinate "વેકસીનેટ" બોલ રહીઓછે. ગાએનાં બચાંને આપણે "વાછરડો" કહીએ છઈએ; સંસકરીટમાં તેને મલતો બોલ "વતસર"છે, અને વાછરડાનાં માસને વાસતે નારમન જુબાનમાંથી ઇંગરેજી જુબાનમાં આવેલો બોલ Veal "વીલ" રહેલોછે. એ પરમાણે આપણે જોઈએ છે કે ગાએની સાથે બેલને લગતા ચારપાંચ જુબાનના જુદા જુદા બોલો, જેવાકે—"બેલ," "બલીન," "બુલ" અને "બીફ;" "ઓક્ષ," "ઉક્ષન," "વરૂશન," અને "વરખ;" "ટારસ" અને "સટીઅર;" "વાછરડો," "વાસરા," "વતસર," "વેકસીનેટ," અને "વીલ," એ સરવે બોલો જુદી જુદી જુબાનમાં એકજ ચીજને વાસતે ને એક મલતા આવેલાછે, તો, તે કાંઈ accident યાને કોઈ કારણ વગરના સંજોગથી બનીઉ હોય એમ માની શકાશે નહી. તેઓ સરવેનું મુળ એકજ હોવું જોઈએ, અને તે મુળ એક હોવાને વાસતે આ જુદી જુદી જુબાન બોલનારાઓના નીઆગાનો કોઈ આગલા જમાનામાં એક મુલકમાં વસી એકજ જુબાન બોલનારા હોવા જોઈએ.

હવે આપણે એક બીજું જાનવર લઈએ. મેંઢાંને વાસતે ઇંગરેજી બોલ Ewe "ઈઉ" છે, જે સેકસન જુબાનમાંથી આવીઓછે. એને

મલતો લાટીન બોલમાંથી અંગરેજી Ovation "ઓવેશન" થએલોછે. જાહારે રોમન લોકો મોહોટી ફતેહ મેલવીને પોતાનાં શેહેર તરફ પાછા વલતા હતા, તાહારે તેઓને શેહેરના દરવાજા આગલ ગાએઢોરનો ભોગ આપીને દાખલ કરતા હતા, અને તેમ કરવાને "ઓવેશન" બોલ વાપરવામાં આવતો હતો. જાહારે આ ફતેહ કોઈ નાહાની હોય, તાહારે ગાએઢોર જેવાં મોહોટાં જાનવરનો ભોગ આપવામાં આવતો નહુતો, પણ સાધારણ રીતે "ઓવીસ" યાને મેંઢાંનો ભોગ આપવાનો ચાલ હતો, જેથી એ "ઓવેશન" બોલ નીકલીઓછે. આપણા લોકમાં એને મલતો હાલમાં પણ રીવાજછે. મેંઢાંને વાસતે એને મલતો સંસકરૂતમાં "અવીક" અને જંદમાં "ઉરા" બોલછે. બારેરાસીઓનાં નામ આપણે પાછાં યાદ કરીશું તો તેમાંની પેહેલી રાસી મેશનીછે. એને આપણે "મેખ" પણ કહીએ છઈએ, ને તે મેંઢાની રાસીછે. મેંઢા અથવા બકરાને વાસતે ઇંગરેજીમાં સેકસન જુબાન ઉપરથી આવેલો Buck "બક" બોલછે, જે ગુજરાતી બોલ "બકરા" ને મલતોજછે. એ Buck બોલ બકરાને વાસતે વાપરતાં વાપરતાં આસતે આસતે હરણની જાતનાં એક તરીજાં જાનવરને વાસતે પણ વપરાવા લાગોછે. એ Buck ઉપરથી Buck-skin યાને બકરાનું ચામડું એ બોલ નીકલીઓછે. સંસકરૂતમાં "બક"ને મલતો બોલ "બુક"છે. બકરાનો વલી એક બીજો બોલ રાશીમાંથી આપણને મલી આવેછે. દસમી રાસીનું નામ Capricorn "કેપરીકારન" લાટીન બોલ Capricornus "કેપરીકારનસ" ઉપરથી રાખવામાં આવીગીછે. એ રાસી આપણી મકર રાસીને મલતી આવેછે, આ લાટીન બોલ Capricornus, બે બોલનો સમાસ થઈને બનેલોછે. એ બધે Caper નો અરથ બકરો થાયછે, અને Cornu નો અરથ સીંગડું થાયછે. એજ લાટીન બોલ ઉપરથી ઇંગરેજીમાં Caper તથા Capricious બોલો આવેલાછે. બકરો ઘણો ખરો નાચતો કુદતો રેહેછે. એક પલે અહીઆં હોયછે તો બીજી પલે કુદતો કુદતો કાંહાં જતો રેહેશે. તેણે જો પોતાનું

મોહોડું એક દીશા તરફ માંડીશ તો તેજ દીશા તરફ તે ચાલવાનું જારી રાખશે એવી ખાતરી રેહેતી નથી. જરા વારમાં તે કુદકો મારીને પોતાનું સુકાન કોઈ જુદીજ દીસા તરફ મરડી નાખેછે. બકરાની આવી ખાસીઅત ઉપરથી બકરાને વાસતેનો અસલ લાટીન બોલ Caper ઇંગરેજીમાં આવીને તેનો અરથ "નાચવું" "કુદવું" એવો થાયછે, તથા એ ઉપરથી નીકલેલાં વીશેશણ Capricious નો અરથ "જરાજરામાં પોતાનો વીચાર બદલનારૂં," "ફાટાંદાર" એવો થાયછે.

એ પછી ભાશણ કરતાએ એક બીજું જાનવર લીધું. તેવણે કહીશ કે ડુકરને વાસતે સેકસન જુબાનમાંથી ઇંગરેજીમાં આવેલો Sow "સો" બોલછે. તેજ મુજબ એજ જાનવરને વાસતે ઇંગરેજીમાં એક બીજો બોલ Hog "હાગ" છે જે ડેનીશ જુબાનમાંથી થઇને આવીઓછે. હવે આગલ જણાવીશ તે મુજબ સેકસનનો દંતી **સ** તે ડેનીશના "હ" ને મલતોજ અક્ષરછે. ઘણીવાર એકજ જુબાનમાં અને કોઇવાર એક જુબાનમાંથી બીજી જુબાનમાં જતાં **સ**ને બદલે હ અને હ ને બદલે **સ** વાપરવામાં આવેછે. વલી આટલું યાદ રાખવું કે ઇંગરેજી બોલને સેવટે આવેલો W અથવા Y તે સેકસન જુબાનમાં G હોયછે. એ ઇંગરેજી "હાગ"ને મલતો બોલ ફારસીમાં "ખુંક" છે. સંસકરૂતમાં ડુકરને "સુકર" કેહેછે, તથા હીંદુસથાનીમાં "સુવર" કેહેછે. જેમ સેકસન ઉપરથી લીધેલા બોલ Cow એક વચનનું અનેક વચન Kine થાયછે, તેમ એક વચનમાં Sow નું અનેક વચન Swine થાયછે. એજ જાનવરને વાસતે ઇંગરેજી એક બીજો બોલ લઇએ. Boar "બોર" રાની ડુકરને કેહેછે. એ પણ સેકસન જુબાનનો બોલછે પણ તેનાં ગોસતનું નામ Pork "પોરક" લાટીનમાંથી નારમન જુબાનમાં થઇને આવીશછે. Boar માંથી Pork નો r નીકલી ગયોછે; પણ ડુકરને વાસતેનો જે જંદ બોલ "વરાજ" તેમાં જના આકારમાં એ r રહીઓછે. જેમ સેકસન મુલમાંથી આવેલા બોલ Cow યાને ગાએનાં માસને વાસતે લાટીન ઉપરથી નારમન લોકોએ Beef "બીફ" બોલ ઇંગરેજી

જુબાનમાં દાખલ કીધો, તેમ બકરાને વાસતેનો સેકસન જબાન ઉપરથી ઇંગરેજી બોલ Goat "ગોટ" છે, પણ તેનાં માસને વાસતે નારમન લોકોએ દાખલ કીધેલો બોલ Mutton "મટન"છે.

એરીઅનટોલો ભરવાડી હાલતમાં આવી પુગો તે વખતે એ હાલતમાં તેને ખોરાકી પોશાકી આપીને સીધી રીતે ઉપયોગી થઇ પડનારાં જાનવરો સાથે એક બીજું જાનવર ઉપયોગી થઇ પડીઊં હતું. એ જાનવર કુતરોછે. જાહારે ગોવાલીઆઓ પોતાનાં ઢોરનાં ટોલાંને ચારવા લઇજતા હતા તાહારે તે સરવે જાનવરોને સીધે રસતે ચલાવવા તથા તેઓને આડે મારગે નીકલી જવાથી અટકાવવાને તથા સાથેનાં સાથે રાખવાને કુતરાઓ ઘણા કામ લાગતા હતા. એ મુજબ તેઓ દીસે ઢોરનાં ટોલાંને આડે મારગે જતાં અટકાવવાને તથા જો કોઇ ગયું તો ભોંસીને પાછું ઠેકાણે લાવવાનાં કામમાં આવતા એટલુંજ નહી, પણ રાતની વખત જાહારે ઢોરને તેની જગાએ રાખીઆં હોય તાહારે વરૂથી તેઓનો બંચાવ કરવાનાં ખેવડાં કામમાં આ કુતરાઓ આવતા હતા. એ ઉપરથી જોવામાં આવશે કે ભરવાડી હાલતમાં કુતારાં પણ માણસ જાતને એક ઘણું અગતનું જાનવર ગણાતું હતું. હવે એ કુતરાને લગતા ઇંગરેજીમાં જે બોલો આવીઆછે, તે તપાસીએ. એ બોલો તરણ રસતે આવેલાછે. Hound "હાઊંડ" એ બોલ સેકસન જુબાનમાંથી આવેલોછે. બીજો બોલ Canine "કેનાઇન" જેનો અરથ "કુતરાને લગતું" થાયછે તે લાટીન ઉપરથી લીધેલોછે. આસમાનમાં થમ તારાઓ મધે જે મોહોટોમાં મોહોટો તથા સરવેથી ચલકતો સેતારો દેખાયછે જેને Dog star યાને કુતરાનો તારો કેહેછે, તેને આ Canine ને મલતુ Canis major or minor નામ પણ આપવામાં આવીઊંછે. એનો અરથ પણ ઉપલાં નામને મલતો "મોહોટો અથવા નાહાનો કુતરો" થાયછે. કુતરાના સંબંધમાં નીકલેલો તરીજો બોલ Cynic છે. એ શબ્દ ગરીક ઉપરથી લીધેલોછે, અને તે ઘાસની ગંજી ઉપરનો કુતરો જે ખાય નહી ને ખાવા દેય નહી પણ ભોંસીઆ કરે, તેની ખાશીઅત ઉપરથી લીધેલો લાગેછે.

એનો અરથ "વહડકણુ," "ગંધીલું," "ખોડખાપણ કાહાડીઆ કરે, એવું," એવી મતલબનો થાયછે. આ તરણડે બોલો રૂપે જુદા લાગેછે તોપણ તેઓ એક એકને મલતાછે. એ તરણડેને વાસતે સંસકરૂત બોલ પણ એકજ તરેહનોછે. કુતરાને એ ભાશામાં "શવન" અને અવસતામા "સપા" કેહેછે. અવસતામાં કુતરાવીશે ઘણું બયાન આવેલુંછે; એ જુબાનમાં આ જાનવરને વાસતે બે નામો મલેછે. તેમાં એક "વીશ હરૂન" યાને રાતનાં ચોકસી કરનાર કુતરો, તથા બીજો બોલ "પશુસહરૂન" યાને ગોવાલીઆ કુતરો—એટલે ગોવાલીઆઓને સાથે પશુઓ ચરાવવામાં કામ આવનાર કુતરો.

ગોવાલીઆની હાલતમાં માણસ જાતને ગોસપંદોમાંથી મુખીઅ આએપત દુધની મલતી હતી. દુધ અને દુધમાંથી બનતી ઘણીએક ચીજો તેઓનો મુખીઅ ખોરાક હતો, માટે તેઓની હાલતમાં એ ચીજ મુખીઅ ગણાતી હતી. એટલા માટે એરીઅન ટોલાના લોકો જાહારે સાથે વસીને એકજ જુબાન બોલતા હતા, તે વખતે દુધને લગતા અને દુધ ઉપરથી આપેલા જે બોલો વાપરતા હતા તે બોલો ઉપરથી નીકલેલા ઘણાએક બોલો, એ ટોલો વીખરાઈ ગયા પછી ચાલતા આવી, હાલની જુદી જુદી જુબાનમાં કાયમ રેહેલા આપણને માલમ પડેછે. દુધને વાસતે સંસકરૂત બોલ "દોહ" અથવા "દોગધ" છે. એ ઉપરથી દુધ દોહનારાને "દોગધર" કેહેછે. ઘરની દીકરી, જેનું મુખીઅ કામ દુધ દોહોવું, એ હતું, તેને પણ "દુહીતર" નામ આપીઊં—એટલે કે દીકરીને વાસતે સંસકરૂત બોલ જે "દુહીતર"છે, તેનો ખરેખરો અસલ અરથ કાહાડીએ તો "દુધ દોહોનારી" એવો થાયછે. આપણો ગુજરાતી બોલ "દોતરી" એ ઉપલા સંસકરૂત શબ્દમાં સેહેજ ફેરફાર થઈને રહેલોછે. ઈંગરેજીમાં દીકરીને Daughter "ડાટર" કેહેછે, જે ઉપલા સંસકરૂત બોલ "દુહીતર"ને બરોબર મલતો આવેછે. જંદમાં દીકરીને "દુઘેધર" કેહેછે; એબી ઉપલા બોલો જેવોજછે. ગાએનું થાન જેમાંથી દુધ નીકલેછે, તેને Dug "ડગ" કેહેછે. દીકરીને વાસતેના ઈંગરેજી બોલ "ડાટર"માંથી

ગ્ નીકલી જઈ, ગાએનાં થાનને વાસતે જે "ડગ" બોલછે, તેમાં કાયમ રહીઓછે. દુધનો ઇંગરેજી બોલ Milk "મીલક" સેકસન જુબાનનોછે, તથા તે સંસકરૂત બોલ "મરૂજ"ને મલતોછે. Milk ઉપરથી નીકલેલા ઘણાએક બોલો ઇંગરેજીમાં આવીઆછે તે આપણે જોયુંછે, તેમજ તેજ વખતે જણાવીઊછે કે Galaxy ગેલેકસીનો પાછલો ભાગ ગરીક બોલ Lacta "લેકટા" ઉપરથી નીકલોઓછે, ને તેનો અરથ દુધ થાયછે. દુધને લાટીનમાં lact લેકટ કેહેછે, અને એ ઉપરથી પણ ઇંગરેજીમાં ઘણા બોલો આવીઆછે; જેમકે Lactometer "લેકટોમીટર" એટલે કે દુધની જાડાઈ તપાસવાનું ‘યંતર. એ મુજબ દુધના અને દુધને લગતા સરવે બોલો અસલ એકજછે.

ગોસપંદના જીવતાં જીવતગાં દુધ શીવાએ બીજી ચીજ આપણને તેનું ઉન મલેછે. ઉનને સંસકરૂતમાં ઉર્ણ કહેછે અને ઇંગરેજીમાં Wool "ઉલ" કેહેછે.

ગોસપંદને મારી નાખીઆ પછી મલતી ઉપયોગી ચીજમાં તેનું ગોસતછે. "કાચાં" ગોસતને વાસતે ઇંગરેજી શબદો Crude "કરૂડ", rude "રૂડ", raw "રાઆ", એવાછે, જે ઉપરથી Cruel યાને "ઘાતકી" એ બોલ નીકલેલો લાગેછે. આ શબદોને મલતો સંસકરૂત બોલ "ક્રવ્યધ"છે. કાચાં ગોસતને આપણે "માસ" કહીએ છઈએ, અને તેનો અરથ જો બારીકીથી તપાસીએ તો તે એવો નીકલેછે કે જાનવરને મારી નાખીઆ પછી, તેનાં શરીર ઉપરની ચામડી કાહાડી નાખીઆ પછી બાકીના ભાગના જે કટકા રહીઆ તે. આ રીતે જોતાં ગુજરાતી બોલ "માસ"ને મલતો ઇંગરેજી બોલ Mess "મેસ" આપણને મલેછે. "મેસ"નો અરથ હાલમાં "ખાવાની ટેબલ" એવો થાયછે, પણ તેનો અસલ અરથ ઉપર જણાવીઆ પરમાણે એ કે, જે જગા ઉપર ગોસતના કટકાનું ખાણું મેલવામાં આવતું હોય તે. આપણો "મેજ" બોલ અને ઇંગરેજી Mess "મેસ" બોલ એકજછે. "મેજ" ઉપરથી "મેજબાન"બોલ નીકલીઓછે, જેનો અસલ અરથ "મેજ"ના અસલ અરથ પરમાણે "ખાણા ઉપર બેસનાર" થતો હતો, પણ પા-

છલથી જાહારે "મેજ" બોલ ખાણું મેલવાની ટેબલ ને લાગુ પાડીએ, તાહારથી તેનો અરથ "મેજ ઉપર બેસનારા" થાયછે. હાલમાં આજ વેર પણ "મેજ" બોલને તેના અસલ અરથને મલતી રીતે વાપરીએ છઈએ. ધરમની કીરીઆમાં મેજ ભણાવતી વખતે મેજ દાખલ આપણે ફુલપાન તથા મેવો મેલીએ છઈએ. પણ અસલમાં મેજમાં ગોસત મેલવાનો રવઈઓ હશે, એવું ધારવામાં આવેછે. Mess મેસને મલતો બોલ લાટીનમાં Mensa "મેનસા"છે, જેનો અરથ ટેબલ થાયછે, અને તે ઉપરથી Mensal "મેનસલ" યાને ટેબલને લગતું, એ ઇંગરેજી બોલ નીકલીઓછે. કાયદા જાણનારાઓ Mensa et thora એ વાકીઅ વાપરેછે, જેનો અરથ Board and bed યાને ખાધ ખોરાકી તથા રેહેઠાણ થાયછે. અવસતામાં એવું જણાવે છે કે જમશેદે ગોસતના કટકાએ ખાવાનું દાખલ કીધું–ગોસતના ભાગ કરીને ગોસપંદનું ગોસત ખાવાનો રેવાજ ચાલુ કીધો. ઘંબારની બાબદમાં એક વાત એવી ચાલેછે કે, જમશેદે ગોસતનું ખાણું કીધું, પણ તેથી દેવો ધરાયા નહી એટલા વાસતે એક રાતી ગાએને કાપી અને તેનાં માસથી સરવે ધરાઈ ગીઆ.

જનાવરને કાપીઆ પછી તેનાં માસ સીવાએ બીજી ઉપયોગી ચીજ ચામડું નીકલેછે. ચામડાંને અવસતામાં તથા સંસકરૂત જબાનમાં "ચરમ" કેહેછે. એ બોલ અને આપણો ગુજરાતી બોલ "ચામરૂ" એકજછે, ફ્કત ર અને મ એ અક્ષરો અવાર નવાર થઈ ગયાછે. ચામડાંને લગતો એક ઇંગરેજી બોલ Excoriate "એકસકોરીએટ" છે જેનો અરથ "ચામરૂ કાહાડી નાખવું" એવો થાયછે. એ બોલ પણ ઉપલા બોલોને મલતોછે. Excoriate માંનો Cor "કોર" બોલ અને ચરમ મધેનો "ચર" એઓ બંને એકજછે; ક અને ચ એકજ સરખા અક્ષરોછે. સેકસન જુબાનમાંથી નીકલીને ઇંગરેજીમાં આવેલો એક બીજો બોલ Curry "કરી"છે, Curry the horse એટલે ઘોડાનું ચામડું ઘસવું–તેને ખરેરો કરવો. આ શબ્દ "કરી" અને "એકસકોરીએટ" માંનો "કોર" એ બંને એકજછે. બીજો એક

ઈંગરેજી બોલ Cork "કોરક" તેપણ એને મલતો થાયછે. સરવે કોઈ જાણેછે કે "કારક" જે છે તે જાહાડની છાલ જાનવરમાં ચામડાંની જગોએછે, અને તેજ ગરજ સારેછે. એ ઉપરથી "કારક" નામ ચામડાં ઉપરથી અસલ આવેલું લાગેછે.

આ મુજબ ગુજરાતી, ઈંગરેજી, જંદ, સંસકરૂત, લાટીન, ગરીક, સેકસન અને ફ્રેંચ વગેરે એરીઅન ટોલાની જુબાનો મધેથી એકકી ચીજને લગતા શબદો લઈને તેઓનું મલતાપણું દેખાડતાં ભાશણ કરતા શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ ઠેકાણે ઠેકાણે જણાવીઉં હતું કે, કોઈએક ચીજનાં નામોજ આપણને એ સરવે જુબાનમાંથી મલી આવતાં નથી. એક જુબાનમાં એક ચીજનું નામ મલેછે, તો બીજીમાં તે નામ ઉપરથી નીકલેલાં વીશેશણો મલેછે, તો વલી તરીજીમાંથી તે ઉપરથી નીકલેલાં કીરીઆપદો મલેછે, તો વલી પાછી ચોથીમાંથી કોઈ એવો શબદ મલેછે કે જે મધે તે અસલ નામનો ધાતુ બીજા પરતીયયો સાથે જોડાઈને કાંઈ જુદોજ અરથ કાહાડતો હોય, પણ એવે ઠેકાણે તે જુદો અરથ અસલ ધાતુના અરથ સાથે કેટલો સંબંધ ધરાવેછે, તથા તે અસલ અરથ ઉપરથી એ બીજો અરથ કેમ નીકલેછે તેનો ખુલાસો મી૦ કામાજીએ ઠેકાણે ઠેકાણે સમજાવીઓછે. કોઈએક ચીજનાં નામનાજ શબદો સઘલી ભાશાઓમાંથી નહી મલવાનો સબબ તેવણે જણાવીઓ હતો કે ઉપલી સરવે જુબાનો બોલનારાઓના નીઆગાનો એક ઠેકાણે વસીને જે એક જુબાન બોલતા હતા, તે જુબાનમાં એ ટોલો છુટો પડીઆ પછી વખત જતે ફેરફાર થતો ગીઓ. એ અસલ જુબાન લઈને જુદા જુદા ટોલાઓ જુદી જુદી દીશાએ અને જુદા જુદા દેશોમાં જઈ વસતાં પોતપોતાની જુબાનમાં નવા નવા બોલો હુમેરતા ગયા, તથા ઘણાએક જુના બોલો તેઓની જુબાનમાંથી ખરતા ગયા. આ મુજબ થવાથી અસલ એકજ થડ અને મુલમાંથી નીકલેલી જુબાનોમાં આજે એટલો બધો ફેર પડી ગયલો આપણે જોઈએ છઈએ. તોપણ એટલો લાંબો જમાનો ગુજરતાં અને એટલો બધો ફેરફાર

થતાં અસલ જુબાનની જે નીશાનીઓ રહીછે, તે એટલી તો છે કે, તેઓ ઉપરથી આપણી ખાતરી થાયછે કે હાલની એ સરવે જુબાનો એક એક સાથ બેહેનપણાની સગાઈ ધરાવેછે, તથા તેઓ કોઈ અસલમાં એક માએની દીકરીઓછે.

ભાશણ કરતાએ કહીઉં કે અતીઆર સુધીની તપાસ ઉપરથી અસલ જમાનામાં માણસ જાતની હાલતની તવારીખમાં આપણને એટલી વાત મલી કે, એરીઅન ટોલો બીજા તબકાવેર યાને ભરવાડી હાલતમાં આવી પુગો તે અગાઉ તે વીખરાઈ ગયો હતો નહી. હજુ તે સાથેનો સાથેજ વસતો હતો, તથા એક જુબાન બોલતો હતો, તેટલે સુધીમાં શીકારી હાલતમાંથી સુધરીને ભરવાડી હાલતમાં આવી, ભરવાડનો ધંધો કરતો હતો તથા તેમ કરી પોતાનું ગુજરાણ ચલાવતો હતો. એ હાલતમાં તેઓની પાસે ઘેરનાં પાલવાનાં જાનવરો મધે, ગાએ, બેલ, બકરાં, મેંઢાં, ડુકર વગેરે હતાં, જેનુ માસ અને તેઓના જીવતાં જીવત મલતી ચીજો તેઓ પોતાના ઉપયોગમાં લાવતા હતા; તથા તેઓની રખેવાલીસારૂ કુતરાઓ પાલતા હતા. હવે તવારીખ ઉપરથી આપણને માલમ પડેછે કે, જેમ જમાનો વધેછે, ને માણસ જાતને જેમ જેમ જરૂર માલમ પડતી જાયછે, તેમ તેમ તે પોતાની હાલત સુધારેછે. પેહેલવેહેલી શીકારી હાલતમાં આપણે જોયું કે જાંહા બને તાંહાં રખડવું; જાહાદનો તઈઆર મેવો, કે ખાવા લાયક ભાજીપાલો મલે તે ખાવો; કોઈ શીકાર હાત લાગો તો તે મારવો અને તેનો ભક્ષ કરવો, એવી હાલતમાં તેઓ હતા. પણ આ મુજબનો મેવો તથા શીકાર દરરોજ અને વરસની સરવે મોસમમાં બરોબર જોઈએ એટલો નહી મલે, તેથી તેઓને ઘણીવેલા ભુખા રેહેવુંબી પડતું હશે. આ ઉપરથી જે જાનવરોને પોતાના શીકારને વાસતે શોધવા જવું પડે અને જેઓ વખતે હાત લાગે કે નહીબી લાગે, તે જાનવરોને ઘરમાં પાલીને તથા તેઓનો વંશવેલો વધારીને કરકસરથી તેઓનાં માસ ઉપર અને તેઓનાં દુધ ઉપર ગુજારો ચલાવવાનો વીચાર તેઓને સુજીઓ હશે. આવો રીવાજ દાખલ થયો, ને કેટલીક મુદત ગુજરી કે, તેઓની પાસે

ગાએ ઢોર તથા બીજાં ગોસપંદોનાં મોહોટાં ગોવાલાં થયાં ને તેઓ પુરેપુરી ભરવાડી હાલતમાં આવીઆ. આટલે વેર સુધરીઆ તો ખરા, અને ગોસતનું તથા દુધનું ખાણું ઘેર બેઠાં મલવા લાગું તો ખરૂં, પણ શીકારી હાલતમાં જે એકબીજી ચીજ તેઓ વાપરતા હતા, તે ચીજની તો હજુ ખુટ રહી ગએલી તેઓને લાગી. મેવા તથા ભાજી તરકારીને વાસતે તો હજી તેઓને રખડવાનુંજ રહીઉં. ગાએ ઢોર વગેરે પોતાનાં ગોસપંદોનાં ગોવાલાંને ચરાવવાને, એક જગોએ જો ચારો થઈ રહીઓ તો બીજી જગોએ, અને બીજી જગોએ થઈ રહીઓ તો તરીજી જગોએ તેઓને લઈને રખડવાનું તો હજુ રહીઉં. એ મુજબ જગો જગોએ રખડવા છતાંબી વરસનો કેટલોક ભાગ તેઓને એવો મલવો જોઈએ કે જે વખતે જાંહાં જોઇએ તાંહાં તેઓને શુકુંજ મલે, અને પોતાને સારૂ ભાજી તરકારો તથા મેવાના, તથા પોતાના ગોવાલાંને સારૂ ચારના ઘણા દાહાડા વેર તેઓને વાખા પડે. આ ઉપરથી તેઓના મનમાં વીચાર આવીઓ કે, જેમ દુધ તથા માસનું ખાણું ઘેર બેઠાં જાહારે જોઈએ તહારે મરજી માફક આપણને મલેછે, તેમ એવું શું કરીએ કે જેથી મેવો તથા ભાંજી તરકારીનો ખોરાક પણ આપણને વગર ભટકીઆ કરવે એક જગોએ મલીઆ કરે. એવા વીચારથી તેઓનું ધીઆન બુરજીગરીના ધંધા ઉપર ગયું, ને આસતે આસતે એ હુંનર અખતીઆર કરવાથી ફળ અને અનાંજ તેઓને મલવા લાગો.

બુરજીગરીનો હુંનર હાત આવીઆથી તથા બુરજીગરીનો ધંધો લઈ બેઠાથી તેઓની હાલતમાં મોહોટો ફેરફાર થઈ ગયો. દરેક સુધરતી જતી હાલત, પોતાની સાથ ચોકસ જાતના ફેરફાર, ચોકસ જાતનું ગનેઆન, ચોકસ જાતની વીદીઆ અને ચોકસ રીતનો સુધારો લાવેછે. જાહારે તેઓ ગોવાલીઆ હાલતમાં હતા અને જગો જગોએ ભટકી રાતની વખત નીરાંતે બેસતા અથવા સુવાને વાસતે ખુલાં મેદાનમાં આડા પડતા તાહારે તેઓની નજર ખુલાં આસમાન ઉપર પડતી હતી, તથા તેઓને એકના એક તારાઓ જણાતા હતા. આ ઉપરથી તેઓની

આ ભરવાડી હાલતમાં તથા આટલા પુરાતન જમાનામાં પણ સેતારે-સનાશ વીદીઆનું કેટલુએક ગનેઆન મલીઉં. બુરજીગરીની હાલતમાં આવીઆ પછી તેઓને ઘણી વાતોની જરૂરપડી. તેઓએ જે ખેતી કીધી હોય—ખેતરમાં જે વાવીઉં ને ઉગીનીકલીઉ હોય, તેની પાસબાની કરવાની તેઓને જરૂર પડી. આગલી બે, એટલે કે શીકારી તથા ગોવાલીઆ હાલતમાં તેઓને કુના તલાવ બાંધવાની ખબર નહી હતી. જો કોઈ ઠેકાણે બે મહીના તપોટો પીદીઓ, શીકાર ખાલી થયો, મેવાનાં જાહાડ ખાલી અને શુકાં થયાં, ગોસપંદનો ચારો થઈ રહીઓ, અને પાણીના ઝરા શુકાઇ ગયા, તો તાંહાંથી ઉઠી બીજે ઠેકાણે જઈ પડવું; અને એ ઠેકાણેથીબી થોડાક મહીનામાં જો સઘલું પાછું ખાલી થયું તો પાછો તંબુ ઉચકી બીજે ઠેકાણે જઈ નાખવો—એ મુજબ એક ઠેકાણેથી બીજે ઠેકાણે અને બીજે ઠેકાણેથી તરીજે ઠેકાણે, એમ રખડવું તથા જાંહાં જીવાએ તાંહાં જવું, એ તેઓની નેમ હતી. પણ બુરજીગરીની હાલતમાં તેઓથી એમ થઈ શકીઉં નહી. ખેતી કીધી ને વાવીઉં, તો તે ઉગી નીકલીઆ પછી તેની સંભાલ કરવાની તથા પાક તઇઆર થાય તાહાંશુધી તેજ ઠેકાણે રેહેવાની તેઓને ફરજ પડી. એક ઠેકાણે મથક કરી જાથુક રહીઆથી તેઓ પડોશી થયા, અને પડોસી થયાથી એક જણ બીજાને નુકસાન અથવા ગેર ઇનસાફ કરે તેનો અટકાવ કરવા સારૂ નીઅમો તથા ધારાઓ બાંધવાની તેઓને જરૂર પડી. આવી રીતે આ તેઓની નવી હાલતમાં વધતી જતી નવી જરૂરો સાથે નવો સુધારો તેઓમાં દાખલ થતો ગયો.

હવે આપણી તપાસ આગલ ચલાવી જોઈએ કે આ લોકો જાહારે બુરજીગરીની તરીજી હાલતમાં આવીઆ તે વખતેબી આપણ સરવેના એ નીઆંગાનો સાથે હતા, કે એ હાલતમાં આવીઆ અગાઉ તેઓ છુટા પડીને વીખરાઈ ગયા હતા. એરીઅન ટોલાની જુદી જુદી જુબાનો મધેથી બુરજીગરીને લગતા બોલો જો મલતા આવે તથા એક સરખા નીકલે તો આપણે જાણીશું કે, એ હાલતમાં આવીઓ તાંહાં સુધી એરીઅન ટોલો એકજ મુલકમાં અને એક

એકની સાથે વસતો હતો; જો એક સરખા બોલો નહી મલીઆ તો જાણીશું કે એ હાલતમાં આવીઆ અગાઉ તે ટોલાની જુદી જુદી શાખા જુદી જુદી દીશાએ નીકલીને વીખરાઈ ચુકી હતી. પણ તપાસ ઉપરથી માલમ પડેછે કે બુરજીગરીને લગતા બોલો એરીઅન ટોલાની જુદી જુદી જુબાનોમાંથી આપણને એકસરખા મલી આવે છે; અને તે ઉપરથી સાબીત થાયછે કે, શીકારી તથા ભરવાડી, તેમજ સુધરાઈના તરીજા તબકા યાને બુરજીગરીની હાલતમાં આવીઆ, તાંહાંસુધી પારસી, હીંદુઓ, યુરોપીઅનો વગેરેના નીઆગાનો એકજ મુલકમાં વસી એકજ જુબાન બોલતા હતા, તથા તેઓનો ટોલો જે છુટો પડીઓ, તે બુરજીગરીની હાલતમાં આપીઆ પછી પડીઓ હતો. ખેતી કરવી, યાને જમીનમાં હરકોઈ અનાજ અથવા મેવાનાં બાં પોતે વાવી પાકા પછી કાપણી કરવી, તેને વાસતે સઉથી જરૂરની ચીજ એછે કે જમીનને ખેડવી. ખેડવી એટલે તેમાં કાંઈ ચીજ ભોકીને ઉથલાવવી, ઉપર નીચે કરવી. એ કામ એક અણીદાર ચીજ જેને આપણે હોલ કહીએ છઈએ, તેથી થતું હતું, અને આજ સુધી પણ તેથીજ થાયછે. આ યંતરમાં એક લાકડાંને છેડે અણીદાર મોહોટો ખીલો હોયછે, તથા તે લાકડાંને બીજે છેડે એક આડું લાકડું મજબુત બાંધી લીધેલું હોયછે, જે બે બરદોની ખાંધ ઉપર મેલીને ચલાવીઆથી, ખીલાની અણીથી જમીન કપાઈને ખાડો પડેછે, તથા તે કપાયલી જમીનનું મટોડું ઉપર આવીને તરે ઉપર થાયછે. એ પરમાણે ખેતી કરવાનાં કામને લગતા બોલો આપણે તપાસીએ.

ખેડુતને વાસતે સંસકરૂત, અવસતા અને યુરોપીઅન જુબાનોમાં એક સરખો બોલ વાપરવામાં આવેછે. આપણ પોતાને "અઈરીઅ" કહીએ છઈએ. હીંદુઓ પોતાને "આરીઅ" કેહેછે. આપણે પોતાના દેશને "ઈરાન" એટલે કે "અઈરીઅ" લોકોનો મુલક, એમ કેહેતા હતા. "અઈરીઅ" નો અસલ અરથ "ખેડુત" થાયછે. ગોવાલીઆ હાલતમાંથી નીકલીને જેબી કોઇ ખેડુત થાયછે, તે ગોયા જંગલી હાલતમાંથી નીકલીને શુધરેલી હાલતમાં આવેછે. બુરજીગરોની હાલતમાં

જેબી કોઈ આવીઓ, તેને ઘરબાર માંડવાની ફરજ પડેછે, ને પાડ પડોસીઓ તેની સાથે સારી રીતે ચાલે તે માટે તેને પોતાને તેઓ તરફ સારી રીતે ચાલવાની ફરજ પડેછે. આ ઉપરથી ખેડુત ઉપરથી "અઈરીઅ" નો બીજો અરથ ભલો, નેક, ગરહસથી, એવો થવા લાગો. એરીઅન લોકો બીજાઓ જેઓ એરીઅન નહી હતા તેઓને "અનએરીઅન" એટલે એરીઅન નહી, ખેડુત—ભલા નહી, એમ કેહેતા હતા. આ ઉપરથી માલમ પડેછે કે તુરાનીઅન લોકો, માણસની આ અસલ વસતીનો જુખંડો ખુરજીગરીની હાલતમાં આવીઓ, તે અગાઉ છુટા પડીઆ હતા; અને તેઓ જંગલી ભરવાડોનીજ હાલતમાં રહીઆ હતા, તેથી એરીઅન લોકો—આજે ઘેરબારવાલા ગરહસથી અને બચાં છોકરાં વગરના એકલા ઠોલીઆ માણસ વચે જેવો તફાવત રાખવામાં આવેછે, તેવો તફાવત પોતા તથા એ તુરાનીઅન લોકો વચે રાખીને—તેઓને અનએરીઅન, એટલે કે, ખેડુત—ભલા—નેક નહી, એમ કેહેતા હતા. હવે એ સંસકરૂત તથા જંદ બોલો "આરીઅ" અને "અઈરીઅ" ને મલતો ગરીક જુબાનમાં થઇને ઈંગરેજી જુબાનમાં એક બોલ Arable "એરેબલ" આવેલોછે, આ બોલ Arian "એરીઅન" ઉપરથી નીકલેલોછે તથા તેનો અરથ થોડી મેહેનતે ઉથલ પાથલ થઈ શકે—ખેડાઈ શકે એવી જમીન થાયછે. બીજો એક સંસકરૂત બોલ "ઈરા" છે, જેનો અરથ જમીન, અથવા જમીનને કાપવી એવો થાએછે, એ બોલપણ ઉપલા જંદ અને સંસકરૂત બોલો તથા ઈંગરેજી Arable "એરેબલ" સાથે મલતોજછે.

બીજો વધારે સમજ આપનારો બોલ "કાસી"છે. આપણે કહીએ છીએ કે ખેડુતો જમીનને **કાસી** કરેછે, એટલે કે તેને ખેડવા સારૂ તે ઉપરથી હોલ **તાણેછે, ખેંચેછે.** એ બોલ સંસકરૂત બોલ "કરીશ" ઉપરથી નીકલીઓછે, જેનો અરથ તાણવું, ખેંચવું, એવો થાયછે. આ "કાસી" અને "કરીશ" બોલો "આકરશણ" બોલમાં કાયમ રહેલાછે—આકરશણ એટલે વસતુઓમાં એકએકને પોતાની તરફ જે ખેંચવાનો ગુણછે તેને કેહેછે. "કસ"નો અરથ પણ તાણવું

થાયછે. હરકોઈ ચીજમાંથી આપણે તાણીને તેનો જે તતવ ખેંચી કાહાડીએ છઇએ તેને પણ આપણે "કસ" કહીએ છઇએ. એવીજ મતલબ ઉપરથી "કેસવર" બોલ નીકલીઓછે. કેશાવર એટલે કે જેના ઉપર હોલ ખેંચવામાં આવે તે જગા—ખેતર. "હફતકેશાવર" એટલે કે સાત ખેતર, એવો અસલમાં અરથ થતો હતો, પણ કેશાવરનો અરથ ખેતર ઉપરથી આસતે આસતે મુલક થવા લાગો, અને આજે આપણે "હફતકેશાવર"નો અરથ "સાત મુલક" સમજીએ છઇએ. જમીન ઉપર જેમ ખેતી કરવા સારૂ હોલ ખેંચવાનું કામછે, તેને મલતું દરીઆમાં વાહાણ ચલાવવાનું કામછે. ખેતી કરવાસારૂ જમીન કાપવા થકી જેમ હોલનું કામ પડેછે, તેમ વાહાણ ચલાવવા થકી પાણી કાપવા સારૂ હલેસાંનું કામ પડેછે. વાહાણ ચલાવવા સારૂ હાલમાં જે રીતે હલેસાંઓને વાપરવામાં આવેછે, તે રીતે અસલમાં નહી હશે એવું લાગેછે. ચીનાઓ, જેઓ પુરાતન રેવાજ ચાલુ રાખવામાં નામીચા થયાછે, તેઓ જેવી રીતે વાહાણ ચલાવવા થકી હલેસું વાપરેછે, તેવોજ રીવાજ અસલમાં પણ હશે, એવું ધારવામાં આવેછે. ચીનાઓ વાહાણના પાછલા છેડા ઉપર જાંહાં સુકાન આવેછે તે ઠેકાણે એક મોહોટું હલેસું મેલેછે, અને તેનો લાંબો પોહોલો છેડો પાણીમાં ડુબતો રાખી બીજે છેડેથી વાહાણ ઉપર બે બાજુએ આમણ સામણ ખેચેછે, જેથી પાણીમાનો લાંબો છેડો એક પછી એક બાજુએ હીલીને, દરીઆમાં તરતી માછલીની પુછડી જે કામ બજાવેછે, તે કામ બજાવી વાહાણને આગલ ચાલવાનો જુસો આપેછે. આ એકજ હલેસાંથી વાહાણ આગલ સીધું ચાલી શકેછે, તથા એ હલેસું સુકાનનું કામ પણ કરેછે. ફારસી બોલ "કીસતી" (વાહાણ) "કાસી" અથવા ખેતી કરવી, એને મલતોછે. જમીન ઉપર ખેતી કરવી અને દરીઆમાં વાહાણ ચલાવવાં, એ કામ અસલ જમાનામાં એક રીતનાં ગણવામાં આવતા હતાં, તેની એક અજાએબ જેવી ગવાહી આજદીન સુધી આપણી જુબાનમાં રહેલીછે. આપણે બોલીએછે જે ખેતર ખેડવું, અને દરીઆને વાસતે પણ એજ બોલ વાપરી કહીએછે જે

દરીઓ ખેડવા; એ બતાવેછે કે જે અણીદાર ચીજ ખેતી કરતાં જમીન ફાડતી હતી, તેજ અથવા તેને મલતીજ ચીજ વાહાણ ચલાવવામાં દરીઆને ફાડતી હતી. એકને આપણે હોલ કહીએ છઇએ, અને બીજીને હલેસું કહીએ છઇએ, જે બંને બોલો એક સરખાજછે.

હવે ખેતીવાડીનું કામ, જેથી ખાણાં પીણાંનો તેઓને સરવે અસબાબ મલતો હતો, ને જેથી તેઓ સારી હાલતમાં રેહેતા હતા, તે કામને તેઓ ઘણું ઉતમ ગણતા હતા; તથા એવાં કામમાં પેહેલી અગત ધરાવનાર અથીઆર, જે હોલ, તેને પણ તેઓ ઘણું ઉતમ ગણી માન આપતા હતા. ઇજીપશીઅન, ગરીક, અને ચીના લોકો એ અથીઆરની પુંજા કરતા હતા. જમશેદી નોરોજને દીને મોહોટું સરઘસ કાહાડી, તેમાં એક સોનેરી અથીઆર લઈ તેઓ ચાલતા હતા. એ બતાવેછે કે એ ચીજને તેઓ કેટલી ઊંચી કીસમનું અથીઆર ગણતા હતા, તથા તેને કેટલું માન આપતા હતા. એજ પરમાણે આજ દીન વેર ઇરાનનો પાદશાહ કરેછે. જમશેદી નોરોજના હીંગામ પર તેઓ એક જસન કરેછે, જે છ સાત દાહાડા ચાલેછે. એ જસનમાં ખેતીવાડીનું કામ શરૂ કરવાની કીરીઆ થાયછે, ને તેમાં પાદશાહ પોતે ભાગ લેયછે. જમીનની ખેડણી કરવાનું મુહુરત કરવામાં આવે છે, જેમાં એક કીમતી હોર વાપરવામાં આવેછે, તથા તે હોર ચલાવતાં પાદશાહ પોનાનો હાત તેને લગાડેછે, અને એ મુજબ ખેતીનાં કામની કીરીઆ કરવામાં આવેછે. જેમ વસતી વધતી જતી હતી ને જમશેદ પાદશાહ નવા નવા મુલકો વસાવતો જતો હતો તાહારે, એવા હરેક નવા મુલકને વસાવવાનાં મુહુરત તરીકે જમશેદ તે ઠેકાણે એક શોનેરી હોલ તઈઆર કરાવતો હતો, એવું લખાણ એક ઠેકાણે આવેલુંછે. હાલમાં જાહારે કોઈ ઘેર બાંધવું હોયછે, તાહારે તેનો પાયો પુરવાની કીરીઆ કરવા સારૂ કીમતી થાપી વાપરવામાં આવેછે, તેમ ઉપલી બીના ઉપરથી માલમ પડેછે કે, તેઓને મનથી ઘણાં અગતનાં અથીઆરને મુલક વસાવવાની કીરીઆમાં વાપરતા હતા.

હવે હોલને જમીન ઉપર ચલાવવા તથા તેથી જમીન ખેડવાને વાસતે ઘણું કઉઅત જોઈએ. એ કઉઅત તેઓ બલનું વાપરતા હતા. તેઓ બલદોને જોડીને હોલ ચલાવતા હતા, કારણ એ કામ ઘોડાથી નહી થાય. ઘોડાને જોડતી વખત હાલમાં આપણે હુક વાપરીએ છઈએ, પણ અસળ તેમ નહી હતું. બેલને હોલમાં જોડીઆ પછી તેઓ ઉપરથી તે ખીસી નહી જાય તે સારૂ જોતર બાંધતા હતા. જોતર એટલે કે દોરી અથવા બંદ કે જેના સંબંધથી તેઓ જોડાયલાજ રેહે, ને ખીસી જાય નહી. હાલમાં જેમ હોલની અંદર બે બલદો જોડેછે તેમ આગલ પણ બેની જોડ જોડવાનો ચાલ હતો. એ બેહુ જે લાકડાંના દાંડાથી જોડાઈ રેહેછે, તેને "જુંસરી" કેહેવામાં આવેછે. જુંસરીને વાસતે ઈંગરેજી મધે સેકસન જુબાંનને રસતે આવેલો બોલ Yoke "યોક"છે. એ ઈંગરેજી બોલ તથા સંસકરીટ બોલ "યોકતર" એકજછે. એજ અસલ બોલ ઉપરથી લાટીન જુબાનમાં થઈને ઈંગરેજી જુબાનમાં આવેલો એક બીજો બોલ Subjugate "સબજીઉગેટ"છે. એ બોલનો અરથ જુંસરીમાં મેલીને દબાવી નાખવું, દાબેલું-કાંબુમાં રાખવું, એવો થાયછે. એવોજ એક બીજો બોલ Conjugal "કાનજીઉગલ," યાને માટી બઈએરનાં જોડાંને લગતું-બેની વચેના સંજોગને લગતું, એછે. આપણો ગુજરાતી "જોરી" બોલ, તથા "જુગ" બોલ અને ઉપલા બોલોમધે આવેલો Jug "જુગ" બોલ એકજછે. ચોપટ પાસા રમતી વખતે આપણે જુગ બાંધીએ છઈએ-એટલે કે બે સોટકાંઓને જોડીને તેઓની જોડી કરીએ છઈએ. એ સરવે ખેતર ખેડતી વખતે બેલને હોલની જુંસરીમાં સાથે બાંધવાની અસલ નેમ ઉપરથી નીકલીઆછે. કોદાલી એ પણ જમીનને કાપવાનું એક અથીઆરછે, અને તે બોલ પણ એ ઉપરથીજ નીકલીઓછે. જમીનને ખેડવી તેને ઈંગરેજીમાં Till "ટીલ" કેહેછે, જે ઉપરથી હરકોઈ અથીઆરને વાસતે Tool "ટુલ" બોલ વપરાવા લાગો. ખેતીવાડીનાં કામમાં વપરાતાં અથવા જમીન ખોદવાનાં

એક બીજાં અથીઆરને આપણે "પીકાંઊ" કહીએ છઈએ. એને ફારસીમાં પણ "પીકાંઉ"જ કેહેછે. ઈંગરેજી જુબાનમાં એ અથીઆરનેવાસતેના બોલ Pickaxe "પીકિઆકસ," તથા Spike "સપાઈક" છે, જે એને મલતાજછે. એજ બોલ ઉપરથી બીજો એક ઈંગરેજી બોલ Picket "પીકેટ" એટલે કે કોઈ જગા ઉપર "પાઈક," "પીકાંઉ" દાટીને જે મથક કીધેલું, તે છે.

અહીઆંથી એ દીનેનું ભાશણ ખતમ કરીને શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ કહીઊં કે, હવે વખત થવા આવીઓછે, માટે આજ દીને આપણે અહીઆં અટકીએ છેઈએ; બીજી વખતે એ ઠેકાણેથી આગલ ચલાવશું.

સરનશીન ડાકટર ખરશેદજી ફરામજી બોરી બોલીઆ કે, આજ રોજે શેઠ ખરશેદજીએ ઘણી મેહેનત તથા તસદી લઈને અને ગનેઆન ખરચીને જે કીમતી ભાશણ કીધુંછે, તેથી આપણને અકલ તેમજ રમુજ પણ મલીછે. એ ઉપરથી આપણને એક એવો વીચાર આવેછે કે પુરવ તથા પશાચીમ તરફ રેહેનારી આજની ઘણીએક પરજાઓના વડાવાઓ એકજ હતા. હાલના કેટલાક તુંદ મીજાજના ઈંગરેજો આપણને આગનાની તથા બેઅકલી સમજેછે, પણ તેઓ જાણતા નથી કે તેઓ અને આપણા વડાવાઓ એકજ હતા, અને તેઓની સાથે આપણે એક વેલામાંથી નીકલીઆ છઈએ. શેઠ ખુરશેદજીનાં ભાશણ ઉપરથી એક અગતની બીજી બાબદ ઉપર આપણો વીચાર જાયછે; તે એ છે કે, જે બે બોલો તદન જુદાજ લાગતા હોય, અને સધારણ રીતે જોતાં તેઓ બંને એક કેમ હોય, તે આપણે કદી સમજી શકીએ નહી એવા લાગે, તેવા બોલો એકજ છે, એમ જાહારે તેવણના જેવો અભીઆસ કરનારાઓ કેહેતા, તાહારે તે વાત આપણે માની શકતા નહી હતા, તથા ગુચવણમાં પડતા કે એમ કેમ હોય. કોઈ વેલા આપણને એવું પણ ગુમાન જતું કે એમ બોલનારાઓ મોહોટો ઓલંગો મારેછે; પણ આજદીને શેઠ ખરશેદજીએ જે વાતો આપણને સમજાવીછે, તે ઉપરથી વીચારી

શકાયછે કે જેઓ આટલો અભીઆસ કરીને વીચાર બાંધેછે તથા અટકલો કરેછે તેઓ ખરા હશે. ટુકમાં, એ ભાશણ મધે શેઠ ખરશેદજીએ એક ઘણી અગતની બાબદ વીશે આપણને ગનેઆન આપીઊછે, અને તેને વાસતે હું મીજલસ તરફથી તેવણનો ઉપકાર માનું છેઊં.

હવે પછીનું ભાશણ ભાઈ મનચેરશા મેરવાનજી ભાવનગરી "લનડન ટાઈમસ" નામના વરતમાન પતર વીશે આપશે, એવું સરનશીને જણાવીઆ પછી તથા સરનશીનનો ઉપકાર માનવા પછી સભા બરખાસત થઈ હતી.

---

## ભાશણ ચોથું.

તા૦ ૭ મી મેએ ૧૮૭૨.

ગનેઆન પરસારક મંડલીની આ મોસમની બારમી તથા છેલીવારની સભા ઉપલે દીને ફરામજી કાવસજી ઈનસટીટીઊટના હાલમધે મલી હતી, જે વખતે એ મડલીના સરનશીન શેઠ ખુરશેદજી નોશારલાનજી કામાજી હાજર નહી હોવાથી, શેઠ નાહાનાભાઈ રૂસતમજી રાણીનાની દરખાસત ઉપરથી શેઠ દાદાભાઈ નવરોજીએ સરનશીનની ખુરસી લીધાબાદ કહોઊં કે:—

આજે જાહેર ખબરમાં છપાવીઆ પરમાણે આ સભામાં ભાઈ જેહાંગીરજી બરજોરજી ભાશણ આપનાર હતા, પણ કેટલાક સબબોને લીધે તેમ બનીઊં નથી; પણ હું ઘણો ખુશી છેઉ કે ભાઈ ખુરશેદજી રૂસતમજી કામાજીએ પોતાનું ભાશણ આપવાને મરજી દેખાડીછે; જેથી આજનો દીવસ ફોકટ ગયાને બદલે આપણે ઘણું સારૂં ગનેઆન મેલવશું. તે ગનેઆનનો વખત હું વધારે બોલીને રોકું એ લાયક નથી, માટે હું અરજ કરૂંછું કે તેવણે પોતાનું ભાશણ સરૂ કરેલું.

શેઠ ખરશેદજીએ પોતાનું ભાશણ શરૂ કીધું અને બોલીઆકે, એરીઅન ટોલાના લોકો સાથે વસતાહતા તે વખતે તેઓ ખેટીવાડીની હાલતમાં આવેલા હતા તે છેલાં ભાશણમાં સમજાવીઉંછે. તેમાં આપણે જોયુંછે કે તેઓ સઉથી પેહેલા શીકારી હાલતમાં હતા, તે પછી ભરવાડી હાલતમાં આવીઆ, અને વખત જતે એ હાલત પણ છોડીને તેઓએ ખેતીવાડીનું કામ કરવા માંડીઉં, જેથી તેઓ બુરજીગરીની હાલતમાં આવીઆ. આ છેલી હાલતમાં આવીઆ તાંહાંશુધી એ ટોલાના સરવે લોકો એકજ મુલકમાં સાથે વસતા હતા તથા એકજ જુબાન બોલતા હતા, તે આપણે અતરેની તથા યુરોપીઅન જુબાનોના ખેતીવાડીના બોલો લઈ તેઓ વચે મલતાપણું તથા સંબંધ દેખાડી સાબીત કીધું.

છેલાં ભાશણને છેડે ખેતીવાડી કરવાને વાસતેનાં હોલ તથા કોદારી, એ અથીઆરોના જુદી જુદી જુબાનના બોલો લઈ તેઓ વચેનો સંબંધ દેખાડીઓ હતો. હવે આપણે આગલ ચાલીએ અને બીજા બોલો લઈએ. ખેતર પાકીને તઇઆર થયા પછી તેમાંથી અનાજ નીકલેછે. અનાજને વાસતેનો એક બીજો બોલ આપણી જુબાનમાં "અંન"છે. આ છેલો બોલ સંસકરીત બોલ "અદ" એટલે ખાવું, એ ઉપરથી નીકલીઓછે. અનાજને વાસતેનો સંસકરીટ બોલ "અદન" છે, જે "અદ" ઉપર "ન" હુમેરાયાથી થયોછે, અને તેમાંથી "દ" બી **ન** થઈને આપણો ગુજરાતી બોલ "અનન" અથવા "અંન" થયોછે, જેનો અરથ એવો થાયછે કે, ખાવાની ચીજ. ઈંગરેજીમાં ખાવાને અરથે eat "ઈટ" બોલ વપરાયછે, અને જેમ સંસકરૂત બોલ "અદ" (ખાવા) ઉપરથી ખાધાની ચીજનું નામ "અદન" અથવા "અનન" પડીઉં, તેમ eat "ઈટ" એટલે ખાવા ઉપરથી ખાધાની ચીજનું નામ Oat "ઓટ" અથવા Oats "ઓટસ" પાડીઉ. "ઓટસ" ઈંગરેજીમાં એક જાતના અનાજને કેહેછે. આ ઉપરથી જણાશે કે ખાવાના અરથના સંસકરૂત તથા ઈંગરેજી બોલો "અદ" અને "ઈટ" એક એકને મલતાછે, તેમ એ બોલો ઉપરથી ખાધાની ચીજને વાસતે

બેહુ જુબાનમાં એક સરખી રીતે નીકલેલા બોલો "અદન" અથવા "અંન" અને "ઓટસ" એઓપણ એક એકને મલતાછે. અનાજને વાસતેનો એક બીજો બોલ આપણામાં "ધાન"છે, જે સંસકરીત બોલ "ધાના" ઉપરથી નીકલીઓછે. ફારસીમાં એને મલતો બોલ "દાના"છે.

હવે અનાજની જુદી જુદી જાત લઈએછઈએ તો તેમાં મુખીઅ જવછે. જેઓ ખેતીવાડીનું કામ સમજેછે તેઓ કેહેછેકે એ અનાજ પરૂથવીની મધીઅ રેશાથી ૪૦ થી ૫૦ ડીગરીની વેગલાઈની આબોહવામાં પાકેછે. ઈરાંનવેજનો મુલક એજ દરજાની જગા ઉપર આવેલો હતો, અને તેમાં જવનો પાક થતો હતો. જવને સંસકરૂતમાં "યવ"કેહેછે, તથા અવસતા જબાનમાં પણ તેને "યવ" લખેલોછે. એને વાસતેનો ફારસીમાં એક બીજો બોલ "બાર" કરીને આવેલોછે, જે ઈંગરેજી બોલ Barley "બારલી" ને મલતોછે. Barley "બારલી" અને beer "બીર" એ બંને બોલો સેકસન જુબાનમાંથી આવેલાછે. એને મલતો ગરીક અને લાટીન જુબાનમાંથી farinacious "ફેરીનેશીઅસ" વીશેશણના આકારમાં આવેલોછે, તથા તેનો અરથ જવના આટાને લગતું, એવોથાયછે. આ સરવે બોલો દેખાડેછે કે ઈરાન વેજમાં જાહારે આપણા તથા યુરોપીઅનોના વડાવા સાથે વસતા હતા તે વખતે તાંહાં જવનો મોહોટો પાક થતો હતો.

હવે ચોખાને વાસતેનો બોલ આપણને નથી મલતો, તો તે ગવાહી આપેછે કે ઈરાનવેજમાં ચોખાની ઉતપતી થતી નહી હતી. એ અનાજ ગરમીના મુલકમાં જાંહાં વરસાદ અને તાપ ઘણો પડતો હોય તાહાં પાકેછે. સંસકરીત ફરહંગમાં ચોખાને વાસતેનો બોલ "વરીહ" મલેછે. એવું લાગેછે કે ચોખાનો પાક હીંદુસથાનમાં થતો હતો, અને હીંદુઓના વડાવાઓ એ દેશમાં આવીઆ પછી તેને ઉપલું સંસકરીત નામ આપેઉં અને તે નામ સુધાં એ ચીજ બીજા દેશામાં ગઈ. જેમ ઈસટ ઈનડીસ એટલે હીનદુસથાન તરફના મુલકોમાં એ ચીજનો પાક થાયછે, તેમ ઉવેસટ ઈનડીસ એટલે અમેરીકા તરફના મુલકો જે હીંદુસથાન-

નાજ દરજજાએ એટલે પરૂથવીની મધીઅ રેશાની પાસેજ આવેલાછે તેમાં પણ ચોખાનો પાક થાયછે. પણ અમેરીકાની શોધ તો હાલમા થઇછે, પણ આગલા જમાનામાં અમેરીકા જેવો કોઈ મુલકછે એવી કોઇને ખબર પણ હતી નહી. તેથી સાબીત થાયછે કે ઇંગળાંડમાં જે ચોખા ગીઆ તે હીંદુસથાન તરફના ગીઆછે, તથા તેનાં સંસકરીત નામ "વરીહ" માંથી વ નીકલી ગયાથી "રીહ" રહીઉ, અને આગલાં ભાશણમાં જણાવીઆ પરમાણે હ ને સ એ અક્ષરો એક એકને બદલે વાપરવામાં આવેછે, તેમ "રીહ" ના હ ને બદલે સ મેલાયાથી "રીસ" અથવા "રાઇસ" Rice બોલ ચોખાને વાસતે ઇંગરેજીમાં રહીઓછે. સણ પણ ઈરાનવેજમાં પાકતો હતો એવું માલમ પડેછે; અને અનાજની ઉપર જણાવેલી જાત ઉપરાંત બીજી ઘણી જાતના અનાજનો પાક તે મુલકમાં થતો હશે, પણ તે વખતને ઘણાએક જમાના ગુજરી જવાને લીધે તે અનાજના બોલો આપણને મલતા નથી. આજના જમાનામાં જુદી જુદી જુબાનોમાં જે બોલો જલવાઈ રહીઆછે તેના કરતાં ઘણા વધારે ગુમ થયા હશે, અને તેથી તેઓ આપણા હાતથી જતા રહીઆછે.

અનાજ શીવાએ તરકારીના દાખલા મલેછે. ઈરાનવેજમાં તરકારી મધે કાંદાનો પાક પણ થતો હતો એવું માલમ પડેછે. ઇંગરેજીમાં કાંદાને Onion "અનીઅન" કેહેછે, તથા સંસકરૂતમાં તેને "ઉશાણ" કેહેછે. સંસકરૂત જુબાનમાં આ નામ કાંદાના તીખા સવાદ ઉપરથી આપેલું લાગેછે. હવે "અનીઅન" અને "ઉશાણ" એકજ બોલછે, ફકત અસલ "ઉશાણ" બોલના આગલા ભાગમાંનો શ "અનીઅન" માંથી નીકલી ગીઓછે.

તરકારીમાં કાંદાં શીવાય લસણ પણ થતું હતું. લશણને સંસકરૂતમાં "ગરીનજન" કરી કેહેછે. આપણે એક આગલાં ભાશણમાં જોયું હતું કે, આગલા જમાનાના લોકો ધીમેધીમે બોલતાં તથા જુદી જુદી ચીજોને નામ આપતાં સીખીઆ, અને એ નામ તે ચીજોની ખાશીઅત ઉપરથી તેઓ આપતા હતા. જેમ કાંદાના તીખાસ ઉપરથી તેને

"ઉશણ" એટલે તીખું–ગરમ, એ નામ આપીઊં, તેમ લસણને પણ "ગરીનજન" નામ આપવામાં તેઓએ એ ચીજની ખાશીઅત તરફ નજર રાખેલી જણાયછે. એ બોલનો અરથ અટકાર લાવનાર ચીજ એવો થાયછે, અને ઘણાઓને ખબરછે કે લશણ ખાધા પછી તેનાને તેનાજ અટકાર આવીઆ કરેછે. એ ગરીનજનને મલતો અંગરજી Garlic બોલછે. એજ પરમાણે એક જાતના જીણા કાંદાનું નામ તેની ખાશીએત ઉપરથી સંસકરીતમાં "લોચક" અથવા "રોચક" આપીઊંછે; એ કાંદાની પતરી ચલકતી હોયછે તેથી એ નામ તેને આપીઊંછે, અને તેને મલતો ઈંગરેજી બોલ Leek "લીક" છે, જે ઉપલા "લોચક" ને મલતો આવેછે.

ખેતીવાડીથી મલતી ચીજોનાં નામોના દાખલા આ પરમાણે આપીઆ બાદ ભાશણ કરતા શેઠ ખરશેદજીએ કહીઉ કે, આ ભાશણોમાં આટલી ચીજ પણ યાદ રાખવી કે અસલમાં જાહારે આપણા તથા યુરોપીઅનોના વડાવાઓ સાથે રહી જે એક જુબાન બોલતા હતા તેમાંના ઘણાએક બોલો આજ ગુમ થઈ ગયાછે, પણ તે છતાંબી જે જુદી જુદી જુબાનોમાં તે અસલ બોલો રહીઆછે તે સરવે જુબાનના બોલો આપણે લઈ શકતા નથી. યુરોપીઅન જબાનસનાશો ઘણીએક જુબાનોનો અભીઆસ કરેછે, અને તેથી તે સરવે જુબાનોના અભીઆસ વડે તે જુબાનોમાં જે અસલ જુબાનોના બોલો મલેછે તે સરખાવી જોઈને તેના ઉપરથી સાર કાહાડી શકેછે. પણ આપણે તે સરવે જુબાનોનો અભીઆસ કીધો નથી, માટે ઈંગરેજી તથા ગુજરાતી જેવી જે જુબાનો આ મીજલસના સાહેબો સેહલથી સમજી શકે તે જુબાનોના બોલો લઈનેજ સમજાવવું પડેછે, અને તેથી કરીને એવા બોલો થોડા મલેછે. જો બીજી જુબાનોને આપણે પોતાની મદદે બોલાવી શકતે તો આપણી તપાસને વાસતે ઘણાએક બોલો આપણને મલી આવતે.

હવે ખેતરમાં અનાજ પાકીને તે તઈઆર થયો તો તે ઘર લઈ જવાને વાસતે આપણા નીઆગાનો ગાડાં વાપરતા હતા એવું જણા-

યછે, કારણકે ગાડીને વાસતેના જુદી જુદી જુબાનોના બોલો પણ એકએકને મલતા આવેછે. જેમકે ઇંગરેજીમાં ગાડાંને wagon "વાગન" અથવા wagonette "વાગનેટ" કેહેછે. એબોલને મલતો સંસકરીત બોલ "વાહ"છે, જેને મલતો ગુજરાતી બોલ "વાહાન" અથવા "વાહણ"છે. હાલમાં "વાહાણ" બોલ જે ચીજમાં કોઈ અસબાબ નાખીને દરીઆના એક કીનારા ઉપરથી બીજા કીનારા ઉપર લઈ જઈએ છઈએ તે ચીજને વાસતે વાપરવામાં આવેછે, પણ તેનો અસલ બોલ "વાહન"છે, અને તે દરીઆમાં તેમજ ખુસકી ઉપર અસબાબ ભરીને એક જગોએથી બીજી જગોએ લઈ જનારી ચીજને વાસતે પણ વાપરવામાં આવતો હતો. ગાડાંને વાસતે અવસતાનો બોલ "વાશક"છે, જે ઉપલા બોલોને મલતોજછે. Wagon બોલ સેકસન જુબાનમાંથી આવેલોછે, પણ તે શીવાએ ગાડીને વાસતેના બીજા ઇંગરેજી બોલો આપણે તપાસીએ છઈએ તો લાટીનમાંથી આવેલો Vehicle "વેહીકલ" બોલ મલેછે, જે ઉપલાઓના સરખોજ છે. એજ બોલને લગતો તથા લાટીનમાંથી આવેલો એક બીજો બોલ Veterinary "વેટેરીનરી" છે. જેમ માણસના ડાકટર હોયછે, તેમ ગાડીમાં જોડવાનાં જાનવરો, જેવા કે ઘોડા, તેઓ આજારી પડેછે તાહારે તેનું વઈદું કરનારા ડાકટરોને Veterinary "વેટેરીનરી" બોલ લગાડવામાં આવેછે. રસતે હરકોઈ ચીજ લઈ જવી, તેને વાસતે લાટીનમાંથી આવેલો બીજો બોલ Convey "કનવે" છે, તેપણ ઉપલાઓના જેવોજછે. જબાનસનાશીઓએ જોયુંછે કે અસલ જુબાનોમાં લઈ જનારી ચીજને જે બોલો આપવામાં આવીઆછે તેજ ઉપરથી તે ચીજના જવાના રસતાને પણ નામ આપીઆંછે. જેમકે રસતાને વાસતેનો ઇંગરેજી બોલ Way "ઉવે" છે ને તે સેકસન જબાનમાંથી થઈને આવીઓછે. આગલ એકવાર કહીઉં તેમ ઇંગરેજી બોલને સેવટની Y અસલ સાકસન બોલમાં G હોયછે, તેમ way ને વાસતેનો અસલ સેકસન બોલ આપણે જોવા જઈશું તો Weg "વેગ" મલશે, જે ઉપરથી તરત

જણાઈ આવશે કે "વાગન" એટલે ગાડું અને "વેગ" એટલે રસતો, એ બેહુ એક સરખાજ બોલોછે.

ગાડીને વાસતે બીજા બોલો પણ તપાસીએ. સંસકરૂતમાં ગાડીનો એક બીજો બોલ "રથ"છે. જંદમાં પણ ગાડીને "રથ" કેહેછે. પુરાતન જમાનામાં જાહારે આમણ સામણ લડાઈનાં મેદાનમાં ઉતરતા હતા તાહારે ઘણીએક વખત ગાડીમાં બેસીને લડતા હતા; અને તેજ પરમાણે આપણે જોઈએછે કે નીનીવીહના ચીતારોમાં પાદશાહો રથમાં બેસીને લડાઈકરવા જતા હતા તેનો ચીતાર આપીએછે; એટલા વાસતે પેહલવાનના તબકાને આપણે રથસતારના તબકાનું નામ આપીએછે. વલી જે બોલ ગાડીનો તેજ બોલ ઘણીખરી વખત પઈડાંનો હોયછે, કારણ કે ગાડીની, અને તેમાં અગતકરીને પુરાતન જમાનાની ગાડીની બનાવટમાં મુખીઅ ચીજ પઈડાં હોયછે. જેમકે "રથ" એટલે ગાડી, તો એને મલતો ઈંગરેજીમાં એક બોલ Rotatory "રોટેટરી" આવીઓછે, જેનો અરથ પઈડાં સાથ નીસબત ધરાવેછે, અને પઈડાંની માફક ફરતું, ગગડતું એવો થાયછે. એથી ઉલટા બનાવના કેટલાક દાખલા પણછે, જેમકે જે બોલો ગુજરાતી વગેરે પઈડાંને લગાડવામાં આવીઆછે તેના મલતા બોલો ઈંગરેજીમાં ગાડીને લાગુ પાડવામાં આવીઆછે. પઈડાંને વાસતેનો સંસકરૂત જુબાનમાં એક બોલ "ચકર" છે તે ગુંજરાતીમાં પણ વપરાયછે. એને મલતો ફારસી બોલ ચકકીછે. એ ચકરનેજ મલતો બોલ ચકકીછે, જે પવનથી ફરતાં પઈડાંને લાગુ પાડવામાં આવેછે. એ વરગના બીજા ગુજરાતી બોલ "ચરક" "ચરકો" છે. એ સરવે બોલો પઈડાં સાથ નીસબત ધરાવેછે, પણ એને મલતા જે બોલો ઈંગરેજી જુબાનમાં ગયાછે તેઓ ગાડીને સારૂ વાપરવામાં આવેછે, જેમકે Charriot "ચેરીઅટ," Car "કાર", અને Carriage "કેરીએજ." પણ તેમ વલી કેટલાક બોલો અસલ ગુજરાતીને અરથેજ રહીઆછે. જેમકે જંદ અને સંસકરૂત બોલ "ચકર" છે, તેને મલતો ગરીક જુબાનમાં થઈને ઈંગરેજીમાં આવેલા બોલ Cycle "સાઈકલ"છે, જે વખતનાં

અથવા બનાવોનાં ચકરને લાગુ પાડવામા આવેછે. એને મલતો બીજો બોલ Cyclopædia "સાઇકલોપીડીઆ" છે. આ બોલો ગરીક જુબાનમાંથી આવતાં તબદીલ થઈ ગયાને લીધે જંદ, સંસકરૂત તથા ગુજરાતી બોલ "ચકર" સાથે સરખાવતાં પેહેલી નજરે જોતાં ઘણા જુદા લાગેછે, પણ તેઓ એકજછે, અને એક મુલમાંથી નીકલેલાછે, એને મલતો લાટીન જુબાનમાં થઈને આવેલો બોલ જોઈશું તો Circle "સરકલ" છે, જેનો અરથ ચકર અથવા ગોલ કુડારૂ થાયછે.

પઈડાંનો વચલો ભાગ જેમાં ધડી મેલાયછે, તેને આપણે "નાભ" કહીએ છઈએ. એને વાસતેનો સંસકરૂત બોલ "નાભી" છે, અને ઇંગરેજી બોલ Nave "નેવ" છે. એને મલતો એક બીજો ઇંગરેજી બોલ Navel "નેવલ" છે, જેનો અરથ પઈડાંના વચલા ભાગને મલતી રીતે માણસનાં તનનો વચલો ભાગ—ડુંટી થાયછે. ધડી જેના ઉપર પઈડું ફરેછે તેને ઇંગરેજીમાં Axle "એકસલ" કેહેછે, સંસકરૂતમાં "અકસ" કેહેછે, તથા તેને માલતા ગુજરાતી બોલો "આંસ" અથવા "ઈસ" છે, જેઓ સરવે એક બીજાને મલતાછે. એ મુજબ આપણે જોયું કે ગાડી, પઈડાં, અને તેના બીજા ભાગોને વાસતેના બોલો એરીઅન ટોલાની આ જુદી જુદી જુબાનોમાંથી એક સરખા મલી આવેછે, તો તેથી સાબીત થાયછે, કે જાહારે એ ટોલાના લોકો એક વખત સાથે વસતા હતા, તેવખતે ખેતરોમાં તઈઆર થયલા પાકને ઘેર લઈજવા સારૂ ગાડી વાપરતા હતા.

હવે ગાડીમાં જોડવાનાં જનાવરો લઈએ, ને તપાસીએકે તેના બોલો જુદી જુદી જુબાનોમાંથી એક સરખા મલી આવેછે કે નહી. ગાડીને લઈજનારને વાસતે શંસકરીત જબાનનો બોલ "વાહીઅ" છે, જે આગલ કહેલા ઇંગરેજી બોલો Vehicle "વેહીકલ" તથા Convey "કનવે" બોલને મલતોછે. ગાડીને લઈજનાર જાનવરમાં એક જાનવર ઘોડોછે, જેને સંસકરૂતમાં "અસવ" અને જંદમાં "અસપ" કેહેછે. આપણા નીઆગાનોનાં નામો, જેવાંકે જામાસપ, કેરસાસપ, ના છેલા ભાગમાં ઘોડાના અરથનો "અસવ" બોલમાનો "સવ" લાટીનમાં

આવતાં તબ્દીલ થઈને ઇંગરેજી બોલ Eqverry "ઈકિવેરી" માં આવીઓછે, જેનો અરથ ઘોડાનો તબેલો અથવા ઘોડાઓનો ઉપરી એવો થાયછે. બીજા ઇંગરેજી બોલો Equestrian "ઈકવેસટરીઅન" તથા Equip "ઈકવીપ" વગેરે એ વરગમાંનાજછે. જેમ સંસકરૂત બોલ "અસવ" ઉપરથી તબ્દીલ થઈને ઇંગરેજીમાં બોલો આવીઆછે, તેમ જંદ બોલ "અસપ" ઉપરથી પણ તબ્દીલ થઈને એ જુબાનમાં કેટલાક બોલ આવીઆછે. "અસપ" માંનો "સપ," ગરીકમાં આવતાં **સ** નો **હ** થઈ **હપ** થાયછે, તથા તે ઇંગરેજી બોલ Hippo-potamus "હીપોપોટેમસ" (દરીઆઈઘોડો)માં આવેલા "હીપો" સાથે એકજછે એવું દેખાઈ આવેછે. એ રીતેએ ગાડી ઘોડાને લગતી બીજા કેટલાક બોલો મલેછે, પણ તે સરવે કેહેવાને વાસતે પુરતો વખત આપણીપાસ રહીઓ નથી.

ગાડીમાં ખચર તથા ગધેડાંને પણ જોડતા હતા એવું માલમ પડેછે. પણ તે ઉપરાંત આગલા જમાનામાં ગાડીમાં ઊંઠબી જોડવામાં આવતાં હતાં એમ દેખાયછે. ઊંઠને જંદ તથા સંસકરૂતમાં "ઉશતર" કેહેછે. એ બોલ "ઉશતર" અને ગુજરાતી બોલ ઊંઠ એકજછે, તે એ કાયદે કે જાહરેબી ગુજરાતી બોલીમાં મુરધસ્થાનના અખશરો આવેલા હોએ તાહારે ધારવું કે અસલ સંસકરીતમાં તેને જગે બે અખશરો આવેલા હશે, તેમાંનો પેહેલો મુરધસ્થાનનો **ષ** અથવા **ર** હોવો જોઈએ.

પુરાતન એરીઅન જુબાનના ઊંઠને વાસતેના બોલોને મલતા યુરોપોઅન જુબાનોમાંથી કોઈ બોલ હાત લાગતા નથી. ઊંઠને ઇંગરેજીમાં Camel "કેમલ" કેહેછે, પણ તે અરબી બોલછે. આ ઉપરથી એવું દીસેછે કે ઈરાનવેજમાનો અસલ ટોલો વીખરાઈને તેમાંના કેટલાકો યુરોપખંડમાં આવીઆ તાહારે તેઓ પોતાની સાથે ઊંઠનો બોલ લઈ નહી ગયા હશે અથવા લેઈગીઆ હોએતો ઈઉરોપની આબોહવાથી અથવા બીજા કોઈ સબબથી ઊંઠને પોતાંના ખપમાં લાવતા બંધ પડીઆ હશે, અને તેથી કરીને એ જાનવરનું

નામ પણ કોઇ યુરોપીઅન જુબાનમાં રહીઉં નહી. પણ પાછલથી જાહારે આરબ લોકોનો સપેનમાં અને યુરોપખંડના બીજા મુલકોમાં દોર થયો તાહારે તેઓની મારફતે એ જાનવરનો બોલ યુરોપીઅન જુબાનમાં દાખલ થયો, અને અસલ આરબી બોલ "જમલ" ઉપરથી ઈંગરેજી Camel "કેમલ" બોલ થયો. એ જાનવરના ગુણ તથા ખુબીઓથી અરબ લોકો એટલા તો વાકેફ્છે કે તેઓએ એ જાનવરને ઘણાંએક સીફતી નામો આપીઆંછે. જેણે જેવી ખુબી જોઈ તે ખુબીને મલતું તેને નામ આપીઉ, જેથી અરબી ફરહંગમાં ઉઠને વાસતે ૫૭૪૪ નામો જોવામાં આવેછે. હવે એ ઉશટ બોલ માતર જંદ તથા સંસકરીતમાંજ મલીઓછે તે એક પુરવારી આપેછે કે જાહરે ઈઉરોપીઅનોના વડાવાઓ સાથે હતા અને જે મુલુકમા સાથે વસતા હતા તેમાં ઊઠની પેદાએશ નહી હતી પણ ઈઉરોપીઅન ગીઆ પછે એ જાનવરની વાકેફી મલી હતી.

ખેતરમાં અનાજ પાકાપછી તથા તેને ઘેર લાવીઆ પછી તેને સાફ કરવો જોઈએ, તેને લગતા બોલો તપાસીએ. એવા બોલો ઘણા થોડા રહેલા માલમ પડેછે. કણસાંને છુંદીને તે પછી ભુસાંમાંથી અનાજના દાણા છુટા પાડવા સારૂ તેને ઉફણવો પડતો હતો. ઉફણવું એટલે સુપડાંમાં નાખીને તેને એવીરોતે ઉછાલવું કે તેમાંનું સઘલું ઉછલીને તેને પવન લાગે તથા તે પવનથી હલકુ ભુસું ઉડીને એક બાજુએ પડે તથા અનાજના ભારી દાણા સુપડાંમાં બીજી બાજુએ રેહે. આ પરમાણે ઉફણવાને સંસકરીતમાં "પવન" કેહેછે. એ બોલ પવન ઉપરથીજ આપેલો લાગેછે. આપણે અનાજને સુપરાંમાં ઉફણીએ છઈએ, પણ ઈંગળાંડમાં એ કામ ચકીથી થાયછે, જેના પવન આપવાના ભાગને Fan "ફેન" અથવા Van "વેન" કેહેછે: તથા એ પરમાણે તેને સાફ કરવાની અથવા ઉફણવાની કીરીઆને Winnow "વીનો" કરો કેહેછે, ને આપણે પણ પંખાને "વીણો" કહીએ છઈએ. Winnow "વીનો" બોલ સેકસનછે, તેને મલતો સંસકૃત બોલ "પવન"છે; અને ઈંગરેજી બોલો Fan "ફેન" અને Van

"વેન" એ કઈજ નથી પણ જેથી પવન આવે એવી ચીજ છે. એ પરમાણેના બોલો જુદી જુદી જુબાનોમાંથી મલીઆથી સાબીત થાયછે કે એ એરીઅન ટોલો અનાજને ખલમાં નાખી છલતાં છુટાં પાડીઆ પછી તેને સાફ કરવા સારૂ સુપરાં અથવા કપરાં કે ચાંમડાંના કડકાથી વા ઘાલી ઉફણતા અથવા જાહાટકતા હતા.

અનાજ સાફ થયો કે પછી દરવાની કીરીઆ પણ તે વખતે થતી હતી એમ જણાયછે, કારણ કે દરવાને લગતા બોલો પણ જુદી જુદી બોલીના એક સરખા મલી આવેછે. દરવાને વાસતેનો સંસકરૂત બોલ "મલન" છે, તથા ઈંગરેજી Mill "મીલ" છે. મલન કરવું એટલે નરમ કરવું; અને Mill "મીલ" બોલ હાલમાં કાપડ વણવાનાં તથા બીજાં તરેહવાર રીતનાં કારખાનાંઓને સારૂ વાપરવામાં આવેછે તોપણ એ કારખાનાંઓની શોધ થઈ તે અગાઉ તે ફકત આટો દરવાની ઘટીનેજ વાસતે વપરાતો હતો, તથા તેની અસલ મતલબ "નરમ કરવુ" એવી થતી હતી. Mill "મીલ" (ઘટી) થી દરવાએ કરીને મલેલા આટાથી જે પકવાન થયું તે Meal "મીલ". તેમજ Mill "મીલ" ની નરમ કરવાની મખસદ ધીઆનમાં રાખી Mealy "મીલી" બોલ નરમ, પોચું, માવાદાર એવે અરથે કાહાડીઓ. પણ એ શીવાએ એક બીજો જાણવા જોગ ઈંગરેજી બોલ Emolument "ઈમોલીઉમેંટ" છે, જેમધે "મીલ" બોલ સમાયોછે. એનો અરથ હાલમાં આવક, લવાજમ, પગાર, એવો થાયછે, પણ એ બોલ અસલમાં આટાની રોટીની મતલબ ઉપરથી નીકલીઓછે—આવક આવી એટલે અસલમાં આટાની રોટી આવી એમ સમજાતું; ખોરાક આવીઓ, કે જેથી ગુજરાણ ચાલીશકે. દરવાને વાસતે ગુજરાતી બીજો બોલ "પીસવું" તથા સંસકરૂત "પેશણ;" એને મલતો ઇંગરેજી બોલ Paste પેસટ છે જેનો અરથ પણ પીસવું તથા નરમ કરવું થાયછે. જેમ Mill ઉપરથી Meal અને Mealy બોલ નીકલીઆ તેમ Paste (પીસવા ઉપરથી) એજ Paste બોલ કોઈબી નરમ ચીજને વાસતે વાપરવામાં આવેછે; તથા વલી ખાધાની ચીજને વાસતેના

Pastry "પેસટરી", Patty "પેટી" અને Pie "પાઇ" એ બોલો નીકલીઆ. Paste "પેસટ" એટલે પીસવા ઉપરથી પીસવાનું અથીઆર જે બતો, તેને વાસતે Pestle "પેસટલ" બોલ નીકલીઓ, તથા Piston "પીસટન" પણ એકજાતના દાબવાના દાંડાને લાગુ પાડીઓ.

આ ભાશણના ખેતીવાડીના ભાગ ઉપર આવતાં આપણે કહીઉં હતું કે, એરીએન ટોલો ભરવાડી હાલતમાંથી નીકલીને ખુરજીગરોની હાલતમાં આવી પુગો તે વખતે તેની હાલતમાં મોહોટો ફેરફાર થઈ ગયો. એક વાર તે જગોએ જગોએ રખડતો રઝલતો તથા ભટકતો ટોલો હતો, તે ખેતીનું કામ સરૂ કીધા પછી એકજ ઠેકાણે રહી વસીને ઠરીઠામ પડવાની તેને ફરજ પડી. ઠરીઠામ પડીઆથી તેની સંસારી હાલત તદન બદલાઈ ગઈ; તેને ઘરબાર માંડવાં પડીઆં; બચાં છોકરાં, સગાં વાહાલાં તથા પારપડોશીના સંબંધમાં આવવાની તથા તે સંબંધની ફરજ પરમાણે ચાલવાની જરૂર પડી; અને સારા કાયદા કાનુનો સમજવા તથા સમજીને તે પરમાણે ચાલવાની ફરજ પડી. એ મુજબ તેઓને આગલી જંગલીપણાની હાલતમાંથી તે સાથ સરખાવતાં આ ઘણી સુધરેલી હાલતમાં લાવી મેલવાની ખેતીવાડીના ધંધાની આવી અસરના સબબથી પારસીઓનાં અવસતાનાં પુસતકોમાં એ ધંધાની ઘણી તારીફ તથા તાકીદ કીધીછે. ખેતીનું કામ કરવાને અશોઈનાં બી વાવવા જેવું ગણીઉંછે; ને તે એટલાજ સબબથી કે, તે વખતે બીજો કોઈ ધંધો અથવા હુનર માણસ જાતને આવડેલો નહી હોવાથી, તે જો ખેતોનો ધંધો કરે તો તેથી તે કામમાં ને કામમાં મસગુલ રેહે, તથા તેથી તેનું પુરતી રીતે પોશણ થયાથી તે બીજાં બદીનાં કામોના વીચારથી વેગલો રેહે. તેવા અસલના વખતમાં ખેતીના ધંધાની આવી અને એ શીવાએ બીજી ઘણીએક સારી અસરને લીધે, અવસતામાં એ ધંધાની ઘણી તારીફ કીધીછે, તથા તેમાં મસગુલ રેહેવાને માણસજાત ઉપર મોહોટી તાકીદ કીધીછે. એ સઘલી બાબદ વીશે, ભાશણ કરતા કેહેછે, લંબાણથી બોલવાની આ જગા નથી, માટે એટલોજ ઈસારો કરી તેવણ એ વાત ખતમ કરેછે;

પણ આ ભાશણ છેલુંછે, માટે બીજો અરધોએક કલાક બોલવાની તેવણને રજા મલશે, એવી તેવણ આશા રાખેછે.

ખેતીવાડીને લગતા ઘણાએક બોલો આપવાને તેવણની પાસ તઈઆરછે, પણ તેટલો વખત નહી રેહેવાને લીધે તે અપાઈ શકાતા નથી. તોપણ ખેતીવાડીલી હાલતમાં આવીને ઠરીઠામ પડીઆપછી સગાઈના સંબંધથી જે બોલો નીકલીઆ તેઓમાના કેટલાક ઘણા રમુજીછે, માટે થોડાએક તેવણ આપેછે. એક ઠેકાણે વસીઆથી તથા એક એકનું કામ પડીઆથી એક એકને બોલાવવાને વાસતે દરેકનું નામ પાડવાની જરૂર પડેછે. હાલની માફક દરેક જણને જુદાં જુદાં નામો આપીઆં હશે ને તે નામોથી બોલાવીઆ હશે, પણ તે આપવાની ચીજ જે "નામ" એ બોલ પોતે ઘણીએક જુબાંનમાંથી એક સરખો મલી આવેછે, અને તે ઉપરથી સાબીત થાયછે કે એ બોલને જે અરથે હાલમાં આપણે વાપરીએ છઈએ તેજ અરથે અસલ એરીઅન ટોલો પોતાની જુબાનમાં વાપરતો હતો. એ બોલ ગુજરાતીમાં "નામ," જંદમાં પણ "નાંમ," સંસકરૂતમાં "નામન," ફારસીમાં "નામ," અને ઈંગરેજીમાં Name "નેમ" છે. એ શીવાએ તમામ યુરોપીઅન ભાશાઓમાં "નામ" ને વાસતેના બોલો એકસરખાજ નીકલેછે; અને વલી ઘણી ભાશાઓમાં એ બોલ ઉપરથી બીજા ઘણા બોલો નીકલીઆછે; જેમકે ઈંગરેજી Name "નેમ" ઉપરથી Nomenclature "નોમેનકલેચર," Annonymous "એનોનીમસ," Cognomen "કાગનોમેન" વગેરે.

સગાઈનાં જે નામો પાડીઆંછે તે હવે તપાસીએ. માં બાપનાં જે નામો બચાંને મોહોડેથી નીકલતાં જોઈએ તે નામોના ઘણાખરા બોલો તમામ જુબાનમાં ઉશસથાન અથવા દંત સથાનના માલમ પડીઆછે, એટલે તેઓ હોટ બીડીઆથી અથવા દાંતની મદદે બોલાઈ શકાએ એવા જણાયાછે. એક અભીઆસીએ પરૂથવી ઉપરની તમામ જબાનના મા બાપને લગતા જે બોલો મલીઆ તે સરવેને એકઠા કરી તેનો અભીઆસ કીધા પછી ઉપલો સાર કાહાડીઓછે. એવા ઓશ-

સથાનના મુખીઅ અક્ષરો **પ, બ, મ,** તથા દંતસથાનના **ત, દ, ન** છે. બચાંઓ બોલવા શીખવાની શરૂઆતમાં એ અક્ષરો સેહેલાઇથી બોલી શકેછે તથા પેહેલા બોલતાં શીખેછે, અને બાપ, મા, પપા, વગેરે બોલો બોલેછે. એવા સગપણના બોલો એક રીતના અક્ષરોથી બનેલા ઉપરાંત ઘણી ખરી જુબાનમાં તેઓ એકમલતાછે. જેમકે સંસકરૂતમાં બાપને "પીતર" કેહેછે, અને તે ઉપરથી "પીતા" બોલ નીકલીઓછે. એને મલતો લાટીન બોલ Pater "પેટર" છે, તથા તેમાંથી ઇંગરેજી બોલ Paternal "પેટરનલ" (બાપ સંબંધી) વીશેશણના આકારમાં આવીઓછે. તેમજ મા ને વાસતેનો સંસકરૂત બોલ "માતર" છે, ને સેકસનમાં થઇને ઇંગરેજી જુબાનમાં આવેલો બોલ "મધર" છે. સેકસનમાંથી થઇને ઇંગરેજીમાં આવેલો બાપને વાસતેનો બોલ Father "ફાધર" છે, જે "પીતર" બોલને મલતો આવેછે. આ સરવે બોલોના પેહેલા અક્ષરો ઓશસથાનનાછે. હવે દંતસથાનના દાખલા લઇએ. બાપને સંસકરૂત જુબાનમાં "તાત" પણ કેહેછે, અને જાહારે કોઇ દક્ષણી બોલી બોલનારને આપણે "તાતીઆ" કહીએ છેઇએ, તાહારે તેને તાત અથવા બાવા કરી બોલાવીને વાહી પટાવી કામ કરાવવાની મખસદ રાખીએ છઇએ. એવાજ અરથના તથા એજ મતલબને અજાએબ જેવી રીતે લાગુ પડતા ઇંગરેજી બોલ Dad "ડાડ" અને Daddy "ડાડી" છે. ગુજરાતીમાં પણ બાપ અને બપાવાને "દા," તથા "દાદો" કરીને કેહેછે, અને એજ બોલ આપણે "દાદાભાઇ" નામમાં વાપરીએ છઇએ. એક બીજા સંસકરૂત બોલ "અતા" નો અરથ માસી કરીને થાયછે, અને ઇંગરેજીમા માસીને Aunt "આંટ" કેહેછે, જે કેહેવત પરમાણે માએ તોલની હોયછે.

ઘરનો ધણી અને ધણીઆણી એ બેહુને આપણે એક બોલે ધણી–ધણીઆણી કહીએ છઇએ. સંસકરૂત બોલ "દમપતી" એજ રીતનોછે, જેના આગલા ભાગ "દમ" નો અરથ ધણીઆણીનો થાયછે, તથા તે ઇંગરેજી બોલ Dame "ડેમ" (ઘરની અસતરી) ને મલતોછે,

તથા પાછલો ભાગ "પતી" તે Pater "પેટરને" મલતોછે તથા તેનો અરથ ધણી, ખાવીંદ, માલીક એવો થાયછે. હરકોઈ પણ ઓરતને વાસતે બોલવું હોયતો તેને વાસતે સંસકરૂત બોલ "જાયા"છે; પણ એ બોલ અને ઈંગરેજી Queen "કવીન" બોલ એકજછે. એ ઉપરથી જોવામાં આવશે કે જે બોલનો અરથ હરકોઈ ઓરત થતો હતો, તે પાછલથી મોહોટે ઘેરની ઓરતને વાસતે વપરાવા લાગો, અને હાલમાં ફકત રાણીનેજ વાસતે વપરાઇ શકછે—જે બોલનો અરથ આપણે રાણી સમજીએ છઈએ તે બોલથી અસલના લોકો એક ઓરત માતર સનજતા હતા. હવે એ સંસકરૂત "જાયા" ઉપરથી લાટીનમાં Jenitrice "જેનીટરીસ" બોલ આવીઓછે, જેનો અરથ "જાયા"ની માફક, જણનારી, હરકોઇ ઓરત, એવો થાયછે. "જાયા"ને લગતા બીજા સંસકત બોલો "જની" અને "જનીકા"છે.

ફરજંદોને વાસતેના બોલો લઈએ તો તેપણ એજ રીતે સરખા નીકલેછે. સંસકરૂતમાં બેટા તથા બેટીને પુતર અને પુતરી, ફારસીમાં "પસર" અને જંદમાં "પુથર" કેહેછે. એને મલતા લાટીનમાંથી આવેલા બોલ Puerile "પીઉએરાઈલ" (છોકરવાદ) અને Pusillanimous "પુસીલેનીમસ" (બચાંનાં જેવું—ફીચકારૂ) છે. સેકસન જુબાનમાંથી આવેલા એને મલતા બોલો જોઇશું તો Foal "ફોલ" અને Filly "ફીલી" મલેછે, પણ એ બોલો માણસનાં બચાંને બદલે ઘોડાંનાં બચાંને લાગુ પાડીઆછે, તથા વછેરો અને વછેરીને કેહેછે. "પુતર" એ બોલના અસલ અરથને વાસતે કેટલીક રમુજી વાત જણાયલી છે. કેટલાકો કેહેછે કે હીંદુ ધરમશાહસતરમાં એવું કહીઊંછે કે કોઈ શખસ મરી જાય તો જાંહાંસુધી તેનો છોકરો તેનાં મરણ પછી કોઈક ચોકસ કીરીઆ કરે નહી તાંહાંસુધી તેનાથી બેહેસતમાં જણાય નહી; અને તે ઉપરથી એ બોલનો અરથ દોજખમાંથી તાલનાર થાએછે. યુરોપીઅન વીદવાનો આ વાતનો ઈનકાર કરેછે અને કેહેછે કે અસલમાં માએબાપો જાહારે ખેતરમાં પોતાને કામે જતાં, તાહારે ઘેરના નાહાનાં બચાંઓનું કામ એ હતું કે ઘરમાં

રહી સાફસુફ કરવું, તથા પખોડો જાહાટકીને સફાઈ રાખવી, તેથી એ બોલનો અરથ સાફસુફ, પવીતર કરનાર થાયછે તથા ઉપલાં કારણથી નીકલીઓછે. ઇંગરેજીમાં બેટાને son "સન" કેહેછે, અને એ બોલ તથા સંસકરૂત "સુનુ" બોલ એકજછે, તથા વલી અવસતાનો "હુનુ" બોલ પણ એ બંનેને મલતો આવેછે. છોકરીને વાસતેનો ઇંગરેજી બોલ Daughter "ડાટર" અને સંસકરૂ "દુહીતર" એ બોલો એકજ છે તથા છોકરીઓનાં અસલ દુધ દોહવાનાં કામ ઉપરથી પડીઆછે, એમ આપણે આગલાં એક ભાશાણમાં જોયુંછે. Daughter બોલમાં gh ગ તથા હ એ બેહુ અક્ષરો લખવામાં અવેછે પણ બોલવામાં ઉચાર થતોનથી; પણ તેમાંનો હ અક્ષર સંસકરૂત બોલ દુહીતરમાં જલવાઈ રહેલોછે. કેટલાકો ઇંગરેજી જુબાનને Phonetic System યાને બોલવામાં જે પરમાણેનો ઉચાર થતો હોય તેજ પરમાણેના અક્ષરો કાહાડીને લખવાનો રીવાજ ચાલુ કરાવવા માંગેછે; પણ તેની એક મુશકેલી ઉપર જણાવેલા દાખલાથી જણાઈ આવશે કે, એમ થાયતો અસલ બોલોનાં જડ નસલ કાંહાંથી આવી તે કશું દેખાશે કે પરખાઈ શકશે નહી, અને તેથી અભીઆ-શીઓના હાતમાંથી તેઓના અભીઆસનું એક મોહોટું અથીઆર જતું રેહેશે. જો ઇંગરેજી બોલ Daughter લખવામાં gh જલ-વાઈ રહીઓ નહી હતે તો તે બોલ દુહીતર ઉપરથી નીકલીઓછે અથવા તે સાથે કશી સગાઈ ધરાવેછે એવું માલમ પડતે નહી.

ભતરીજાને સંસકરૂતમાં "ભરાતરજ" એટલે ભાઈનો જણેલો—ભાઈનો છોકરો કેહેછે. ઇંગરેજીમાં ભાઈ અથવા બેહેનના છોકરાને Nephew "નેવીઉ" તથા છોકરીને niece "નીસ" કેહેછે. એ બોલો નારમન જુબાનમાંથી આવેલાછે. ફારસીમાંથી ગુજરાતીમાં આવેલો બોલ "નબીરો" ઇંગરેજી બોલ "નેવીઉ" ને આબાદ મલતો આવેછે. પોતાનાં છોકરાંનાં છોકરાંને નબીરો બોલ લાગુ પડેછે, તથા "નેવીઉ" બોલ પોતાના વખતના જમાનાનાં ભાઈ બેહેનનાં છોકરાને લાગુ પડેછે,—એટલો એ બંનેના અરથમાં ફેરછે, તોપણ એ બોલો એકજ

છે. Nephew બોલ ઉપરથી એક બીજો ઇંગરેજી બોલ nepotism "નેપોટીસમ" નીકલીઓછે. જેનો અસલ અરથ ભાઈ બેહેનનાં છોકરાંની તરફદારી કરવા ઉપરથી સગાંવાહાલાંની અથવા દરદોસતદારોની તરફદારી કરવી એવો અરથ હાલમાં થાયછે.

અસલી એરીઅન ટોલો ઈરાનવેજમાંથી નીકલીને જુદે જુદે મુલકે વીખરાયો, તેની અગાઉ તે ટોલામાં લગનના કોલથી જોડાં કરવાનો રીવાજ દાખલ થઈ ચુકો હતો, એવી શાહાદત એરીઅન ટોલાની જુદી જુદી જુબાનોમાં આવેલા લગનને લગતા તથા લગનથી નીપજતી સગાઇને લગતા આવેલા બોલોથીં મલેછે. લગનને ઇંગરેજીમાં Wedding "વેડીંગ" કેહેછે, ને તેનેજ મલતો ગુજરાતી બોલ "વેવાહી" જે લગનનાં, કામમાં સામેલ રેહેછે, તે છે. સંસકરૂતમાં લગનને "વીવાહ" કેહેછે, જેપણ ઉપલાઓને મલતોછે. "વેડીંગ" અથવા "વીવાહ" કરીને ઘરમાં જે અસતરી લાવીઆ તેને આપણે "વહુ" કહીએ લઈએ. આપણે છોકરાની બઈરીને વહુ કેહીએ છઈએ પણ હીંદુઓ પોતાની બાએડીને વહુ કેહેછે. એ વહુ બોલને મલતો સંસકરૂત "વધુ" બોલછે. સસરાને શંસકરૂતમાં "સવશુર" કેહેછે ને લાટીનમાં Socer "સોસર" કેહેછે—એ બંધે બોલો એકજછે.

ઘરના નોકરને સંસકરૂતમાં "ભકત" કેહેતા હતા, તથા નોકરીને ભકતી કેહેછે. ગુજરાતીમાં પણ એજ બોલો વપરાયછે. પણ ભકતી બોલ માણસની તેમજ ખોદાની સેવાને લાગુ પડતો હતો તથા હાલમાં પડેછે. એને મલતો ઇંગરેજી બોલ Beg "બેગ"છે. બીજો ઇંગરેજી બોલ Family ફેમીલી (કુટુંબ) જે અસલમાં Fagmilia "ફેગમીલીઆ" હતો તેપણ Beg "બેગ" બોલ ઉપરથી નીકલીઓછે, અને ઉપલા બોલો સાથે નીસબત ધરાવેછે. એ ઉપરથી એવું માલમ પડેછે કે એક ઘરમાં રેહેનારૂ કુટુંબ ચાકર નફર સુધાં સાથે ખોદાની ભકતી કરતાં હતાં તથા ચાકર નફરો પણ "ફેમીલી" યાને કુટુંબમાં ગણાતા હતા, અથવા તેઓ પણ તે કુટુંબની સાથે બંદગી કરવાનો હક ધરાવતા હતા.

અહીઆં ભાશણ કરતાએ કહીઊં કે, તેવણને બીજા ઘણાએક બોલો કેહેવાના રહીઆછે, પણ હવે ઘણોવખત થઈ ગયોછે માટે એટલેથીજ તેવણ પોતાનું ભાશણ સમાપત કરેછે.

સરનશીન શેઠ દાદાભાઈ નવરોજી બોલીઆ કે,-માહારી ખાતર નીશાંછે ને તમો સરવે સાહેબો કબુલ રાખશો કે ભાઈ ખરશેદજી રૂસતમજી કામાજીએ જે ભાશણ આપણી આગલ કીધુંછે તેથી આપણા ઉપર મોહોટો ઉપકાર થયોછે. હું પોતાને વાસતે તો કહી શકુંછું કે એ ભાશણથી હું ઘણું શીખીઓછું. ભાશાઓની સરખામણી કરવી એ ઘણી મુશકેલ વાતછે; અને અગર ચોખા દાર વગેરે જેવા બોલોથી આપણ ઘણાંઓને હસવા જેવું લાગું હશે, પણ એવા નજીવા લાગતા બોલોની સરખામણો ઉપરથી હાલના જમાનામાં તવારીખની મોહોટી શોધ થઈછે. પારસીઓ, હીંદુઓ તથા યુરોપીઅનો વગેરેની ઘણાજ પુરાતન જમાનાની તવારીખનાં પુસતકો રહીઆં નથી અને તેથી એ તવારીખમાં મોહોટો ગુચવાડો પડેછે; પણ ભાશાઓના અભીઆસની કસોટીથી એ ગુચવાડો દુર કરી આપણે કેટલીક તવારીખ ઉપજાવી શકીએ છઈએ.

એ પછી શેઠ દાદાભાઈએ, દરીઆ શીવાએ ખુસકીપર પણ હરકોઈ લઈજનારી ચીજને "વાહન" બોલ સાધારણ રીતે વપરાતો તેવણના સાંભલવામાં આવીઓછે, એવીશે, તથા ગનેઆન પરસારક મંડલી વીશે લંબાણથી કેટલાક વીચારો જણાવીઆ હતા, જે પછી શારનશીન તરીકે તેવણનો ઉપકાર માનતાં,

શેઠ કેખશરૂ નવરોજી કાબરાજી બોલીઆ કે, શેઠ કામાજીએ જબાન સનાશીની વીદીઆને લગતાં પોતાનાં આજનાં ભાશણમાં કુટુંબને લગતા બોલોની આપણને જે સમજ પાડીછે, તે ઉપર વીચાર કરતાં, આ ઘણી ખુશાલીની વાત લાગેછે કે આ ગનેઆન પરસારક મંડલીની આ મોસમની છેલી સભામાં એ મંડલીનાં કુટુંબને જનમ આપનાર તેનો બાપ સરનશીનની ખુરશીએ બીરાજીઓછે. શેઠ ખરશેદજીએ આજ આપણને કહીઊંછે કે બાપને દાદ અથવા દાદી

પણ કેહેછે, ને તેજ પરમાણે કોઈ અજાએબ જાતનાં ખોદાઈ સંજોગથી આ મંડલીના બાપનું નામ પણ દાદ અથવા દાદી—દાદાભાઈ છે, તથા એજ નામે આપણે તેવણને બોલાવીએ છઈએ. "પીતા" "પતી" અને Patriotic "પેટરીઆટીક" એ સરવે એક સરખાજ બોલોછે, એવું આપણને શેઠ કામાજીએ સમજાવીઉછે; ને તેજ પરમાણે આજે જોઈને આપણને ઘણી ખુશાલી લાગેછે કે ગનેઆન પરસારક સભાના પીતા, આજ સભાપતીની ખુરશીએ બીરાજીઆછે અને તે સાથે તેવણ આ દેશના લોકોએ માન આપવા લાયક એક નમુનાજેવા "પેટરીઆટીક" ગરહસથપણ છે. ગનેઆન પરસારક મંડલીનાં આ મોસમનાં ભાશણો વીશે કેટલાક સખુનો બોલી ભાઈ કેખશરૂએ સરનશીનનો તેમજ ભાશણ કરતાનો ઉપકાર માનીઓ હતો.

શેઠ જેહાંગીરજી મેહેવાંનજી પલીડરે કેટલાક સખુનો કેહેવાબાદ તથા એક મીજલસીએ આ મંડલીનાં ભાશણો, ને તેમાં અગત કરીને મી૦ કામાજીનાં ભાશણો છપાયલાં જોવાની ઇંતેજારી બતાવીઆ પછી સભા બરખાસત થઈ હતી.

